# देशी कारीगरीने उत्तेजन.

## भाग २ जो.

*(Encouragement to Native Industry.)*

## PART II.

"આ દેશના લોકો જેવા કેળવણી લેછે ને પૈસા વાળા થાયછે તેવાજ તેઓ પોતાના બાપદાદાના હુન્નર છોડી દેછે, અને પરદેશીઓના હુન્નરની નકલ કરવા મંડી જાયછે. * * * તમારાં સઘળાં બીછાનાં વેલોરથી મગાવો, અને સઘળો (બીજો) સામાન મદુરા ને તંજોરથી મેળવો. જ્યાં હિંદુ નમુનાં કામ ન આવે, ત્યાં મુસલમાની ગ્રહણ કરો (પણ પ્રથમ યુરોપિયન નહીં). જેમ બને તેમ યુરોપિયન સર સામાનનો થોડો ઉપયોગ કરો. * * * તમે આજ સુધી અમારી ભૂલોની નકલ કરી છે. (હવે) હું કહુંછું કે તમે તે સુધારવામાં અમારી નકલ કરો."

લાર્ડ નેપિયર.

"જેમ આપણા શરીરને નભાવનાર ખોરાક અને કસરત છે, તેમ પ્રજાની હયાતીનો મોટો આધાર લશ્કરી સદ્ગુણ ને પૈસા ઉપર છે.

થામસ આર્નોલ્ડ.



સંવત ૧૯૩૩. સન ૧૮૭૭.

કીમત છ આના.

# અર્પણ પત્ર.

દેશી બંધુઓ અને બેહેનો.

પરમાર્થી અને સ્વદેશહિતેચ્છુઓને તેમની સ્વ-
દેશ સેવાનો કંઈક બદલો વાળવા માટે કેટલાક પો-
તાના ગ્રંથ અર્પે છે, પ્રીતિની યાદગીરી સારૂ કેટ-
લાક પોતાનાં સગાં વહાલાંને કે દોસ્તોને પોતાનાં
પુસ્તક ભેટ કરેછે, મેહેરબાની મેળવવા કે કાંઈ
મતલબ સાધવા ઉપરીઓને કેટલાક પોતાની ચોપ-
ડી અર્પણ કરેછે, અને પૈસા મેળવવાને સારૂ યો-
ગ્ય કે અયોગ્ય શ્રીમંતોને કેટલાક પોતાનું પુસ્તક ન-
જર કરેછે. અહો પ્યારા બંધુઓ ને બેહેનો! આ
નાની ચોપડી હું તમને અર્પણ કરૂછું, તેમાં હું પ-
ણ એક જાતનો સ્વાર્થ ઇચ્છુંછું; તે એ કે તમે એ-
ને ધ્યાન દઈને વાંચો, બીજાને વંચાવો, કે વાંચી
સંભળાવો, અને એમાં લખ્યા પ્રમાણે તમારા-
થી જે કાંઈ યથા શક્તિ થઈ શકે તે કરો. મારી
માગણી મોટી પણ તમારાથી અપાઈ શકે એવી છે.
સ્વાર્થ ને પરમાર્થ બંને જળવાય એવું આ કામછે.
એથી આપણું ને આપણા વંશજોનું ઇઠોતેર કલ્યાણ
થશે.

તમારો ભાઈ.

# પ્રસ્તાવના.

જે રસ કે રમુજ મેળવવાની પેહેલો ભાગ વાંચીને વાંચનારે આશા રાખી હશે, તે રસ કે રમુજ આ ભાગમાં મળવાં મુસ્કેલ છે. આ ચોપડી લખવાનો હેતુ જૂદો હોવાથી મારા દેશી ભાઇઓની નાજુક લાગણીઓ ઉશ્કેરવાનો બહુ પ્રયત્ન કર્યો નથી. મુસાફરીની દોડમ દોડામાં જૂદે જૂદે સ્થળે ને જૂદે જૂદે વખતે લખાએલું નિયમિત ને સારી જાતનું હોય નહીં; પરંતુ મારા મગજમાં ને સ્મરણ ચોપડીમાં સમાઈ રહેલું ઉતાવળે દેશીઓની હજુરે મુકી તેમને જરાતરા પણ તેનો લાભ આપવાની આતુરતાથી ઘણા ટુંકા વખતમાં જેમ તેમ કલમને ઘસડ્યો ગયોછું, અને હવે પછી ભાષા ઠીકઠાક કરવા કે સુધારવાનો વખત મળવા અનિશ્ચિત જાણી જેવું લખાયું તેવું છપાવા મોકલ્યું છે. માટે હસ્તદોષ કે નજર ચુકને માટે હું માફી માગુંછું. ઘણીખરી ખબર મેં જાતે ઉતાવળમાં મેળવી છે, ને કેટલીક બીજાઓ પાસેથી મંગાવેલી છે, માટે સાવચેતી રાખ્યાછતાં પણ કોઈ ઠેકાણે શક પડતી કે ખોટી ખબર દાખલ થએલી જણાય, તો તે સુધારી લેવાની મેહેરબાની કરવી. ઉતાવળમાં લખવું પડ્યું છે તેથી તથા મારા અપૂર્ણજ્ઞાનને લીધે જોઇએ તેવો ક્રમ જાળવવાને કે પદાર્થોના ભાગ વિભાગ વિદ્યા પ્રમાણે યથાસ્થિત પાડવાને મારાથી બની આવ્યું નથી. કેટલાંક પ્રૂફ પણ હું પોતે જોઇ શક્યો નથી.

લખનાર.

# અનુક્રમણિકા.

ઉપોદ્ઘાત .. ........... ....................૧

## વિભાગ ૧ લો.

દરિદ્રતા........................................૭

## વિભાગ ૨ જો.

ઉપાય. ૧ ચરચા ભાષણ દ્વારે, લખાણ દ્વારે. ૨ સભાઓ, ૩ દેશી હુન્નરની માહીતિ મેળવવી. ૪ તેના નમુના ભેગા કરવા. ૫ પ્રદર્શન ને સંગ્રહસ્થાન. ૬ દેશી માલની દુકાનો. ૭ પરદેશી જેવી નવી ચીજો ઉત્પન્ન કરવી–દૃષ્ટાંતો છત્રી, આંકણી, લાકડી, ચા પીવાના લાકડાના ને માટીના પ્યાલા, રકાબીઓ–ખડીઆ, ખરણી, રૂમાલ, છીંટ, ચાકુ, વિલાયતી જેવું કાપડ, હોલ્ડર, બટન, પાઘડીનાં ખોખાં, જુનાગઢનું ખાનગી સંગ્રહસ્થાન. ૮ કારીગરોને ઉત્તેજન, ને તેમને સુધારવાની તજવીજ. ૯ નાના સંચા નવા કરવા કે પરદેશથી આણવા. ૧૦ ચાલું સંચા ને ઓજારમાં સુધારો. ૧૧ માતબર કારખાનાં. ૧૨ હુન્નર શીખવવા પરદેશ વિદ્યાર્થી મોકલવા, અથવા ત્યાંથી હુન્નરીઓ અહીં બોલાવવા. ૧૩ પૈસા ભેગા કરવાના રસ્તા; રાજાઓ, સોરટીઓ, પાઈફંડ. પૃષ્ટ. ૧૪ થી ૫૦

## વિભાગ ૩ જો.

ઉપવિભાગ ૧ લો. સ્વાભાવિક પદાર્થો. क. ખનીજ; ૧ મૃતિકા, ૨ રેતી, ૩ પાષાણ, ૪ ધાતુ. क લોઢું, ख ત્રાંબું, ग સીસું. घ રૂપું. ङ સોનું. च અબરખ. छ સુરમો. ज કોલસા. ख. વનસ્પતિ—अ–ઝાડ ब છોડ, क વલ્લિ—વેલા. ड ઘાસ અથવા તૃણવર્ગ. इ ઉપલા વર્ગોમાં ન આણી શકયા એવા. (क) પ્રાણી પેદાશ. क મોતી, ख પરવાળાં, ग શીપ, શં-

બલા, કોડીઓ. घ ચક્ર,ગદા,પદ્મ, કરમાણીના ચોખા. ङ ખુદીના લાડુ, કાજુ,સુંઠ, હળદર. च સમુદરફેણ. छ ચામડાં. ज શિંગડાં. झ હાડકાં. ञ ઉન ને વાળ. ट રેશમ. ठ મધ, મીણ.......................... પૃષ્ઠ ૫૧ થી ૬૩

ઉપવિભાગ ૨ જો. ઘાટ અથવા બનાવટી પદાર્થો ૧. કાપડ (અ) રેશમી. क કીનખાબ. ख અતલસ. ग સાડીઓ. घ ચણીઆ ને કાપડાં. ङ અબોટીઆં. (બ) ગર્ભસુતરૂ ને રેશમી કોરનું કાપડ. क મશરૂ. ख ગજીઆણી. ग સાડીઓ, घ અલાયચા ને ખંડ. ङ ધોતીઆં ચલોડા. च પાઘડી. (ક) સુતરેલ કાપડ. ૧ સ્ત્રી ઉપયોગી क ચણીઆના કામનું. ख સાલ્લા. ग કાંચળીઓ, ચોળીઓ, વગેરે. ૨ પુરૂષો પયોગી क મોજાં, ख પાટલુન, ग ધોતીઆં, પંચિયાં, घ અંગરખાં ને પેરણ, ङ છીંટ—બદન ને છોકરાંની ડગલીઓ સારૂ. च ડગલા અથવા કોટ. छ દુપટ્ટા. ज પાઘડી-ફેંટા-ટોપીઓ. झ રૂમાલ ૩. સર્વોપયોગી. क. ચાદરપાટ ख ચોફાળ, ખાધી, સુતરેલ મશરૂ, સેતરંજી, ગલીચા, સુજની. (ડ) ઉનનું કાપડ. (ઇ) બીજી જાતનું કાપડ. ૨ લાકડ કામ. क ઇમારતી. ख ઘર શણગારનું ग આફીસનો સામાન. घ ગાડીઓ. ङ લાકડીઓ. च દાબડા દાબડીઓ. छ રમકડાં. ૩ પથર કામ. ૪ ધાતુ કામ. क વાસણ. ख તાળાં. ग હથિઆર. घ ચાકુ કાતરો. ङ સુડીઓ च પરચુરણ. ૫ માટી કામ. ૬ રંગાટી. ૭ ભરત શીવણ. ૮ સાબુ. ૯ કાચ. ૧૦ ધુપેલ. ૧૧ મીણબત્તિ. ૧૨ દવાના પદાર્થ. ૧૩ કાગળ. ૧૪ પરચુરણ. પૃષ્ઠ ૬૩ થી ૧૪૭

પૂર્વણી (अ) ....................................૧૪૮

પૂર્વણી (ब)....................................૧૫

# उपोद्घात.

દેશી કારીગરીને ઉત્તેજનનો પેહેલો ભાગ પ્રગટ થયાને એક વર્ષ થઈ ગયુંછે. નવા વર્ષની શરૂઆતમાંજ આ બીજો અંક સ્વદેશીઓની સેવામાં મુકવાની મારી ઇચ્છા હતી પણ કેટલાંક કારણોથી તેમ બન્યું નથી. આટલી ઢીલ થવાથી કેટલીક ઉપયોગી બાબતો આ ભાગમાં સમાવાને મારાથી ઇશ્વર કૃપાએ બની આવ્યુંછે તેથી મને સંતોષ થાયછે. ગુજરાતનો ઘણો ભાગ જાતે તપાસવાની મને તક મળી તેથી હું કેટલીક અગત્યની ચીજો પ્રજાની સમક્ષ લાવવાને શક્તિમાન થયો છઉં.

પેહેલો અંક પ્રગટ કરતી વખત મારી આ અગત્યની માગણી ઉપર લોકો સારી પેઠે લક્ષ આપશે કે નહીં એ વિષે મને શંકા હતી એટલુંજ નહીં પણ કોઇ કોઇવાર મને ડર લાગતો હતો કે વિશેષ કરીને કેળવાએલી પ્રજા કદાચ મને હશી કાઢશે. પરંતુ સ્વદેશ બંધુઓના મનમાં ઇશ્વર વશ્યા. તેમનું મન આ ઉપયોગી બાબત પર ખેચા-યું. ઘણા દેશ હિતેચ્છુઓએ આ વાત ઉચકી લીધી. તેઓ કાળજીથી એ કામ પાછળ મચ્યા અને તેમની એકત્ર મેહેનતથી એક વર્ષની ટુંકી મુદતમાં નહીં ધારવા જેટલું પરીણામ જણાઇ આવ્યું એ જોઈ મને તેમજ હરેક સ્વ-દેશાભિમાની પુરૂષને કેટલો હર્ષ થવો જોઇએ?

આ વર્ષના ટુંકા અરસામાં દેશીકારીગરીને ઉત્તેજનની બાબતમાં ગુજરાતના જુદા જુદા ભાગની અંદર લોકોએ શું શું કર્યુંછે તે જાણવાની ઇચ્છા એ કામમાં હોંસ રા-ખનારાઓને થયા વગર રહેશે નહીં; એ માટે એ બાબ-તની મુખ્તેસર હકીકત આ ઠેકાણે મારા જાણવા પ્રમાણે

હું આપી જાઉંછું.

પેહેલો મોટો બનાવ એ બન્યો છે કે વિજળીના તારની માફક દેશીકારીગરોને ઉત્તેજન આપવાની શુભ ખબર ઝપાટા બંધ ગુજરાતમાં ચોગરદમ પસરતાંજ આ વિષય ઉપર ઠેકાણે ઠેકાણે ઘણા જણનું લક્ષ ખેંચાયું; આ બાબત ધ્યાન આપવા જોગછે એમ તેમની ખાતરી થઇ સમજુ આગેવાનોએ એ વાત ઉપાડી લીધી ને ઠેકાણે ઠેકાણે ભાષણો કરી પુષ્કળ લોકોનાં મન એ તરફ ખેંચવા પ્રયત્ન કર્યા. ઘણું કરીને સઘળાં વર્તમાન, ચોપાન્યાં એકે સાદે ગાજી ઉઠયાં; એથી ઘણા માણસો આ મતમાં સામાલ થયા, ને કેટલાક કદાપિ સામીલ ન થયા તો તે સારૂં છે એમ કહી પોતાનો સંતોષ જણાવવા લાગ્યા. એનું પરીણામ એ થયું કે આ બાબતની કેવળ વિરૂદ્ધ હોય એવા માણસ તો ભાગ્યેગેજ કોઇ ઠેકાણે મળી આવે. ઘણાકે બનતા સુધી દેશીજ માલ વાપરવો એવો નિશ્ચય કર્યો તો કેટલાકના દેશાભિમાનને એટલી ઉશ્કેરણી મળી કે તેમણે પરદેશી માલ નહીં વાપરવાના સોગન ખાધા. વાંચનારને જાણીને નવાઇ લાગશે કે એવા સોગન ખાનારા પુરૂષોની સંખ્યા સેંકડો થઇ છે.

બીજો અગત્યનો બનાવ એ બન્યો કે આ કામને જાથુની ઉશ્કેરણી મળે એટલા સારૂં ઘણુંકરીને દરેક મોટા શેહેરમાં સભાઓ સ્થપાઇ. સુરત, ભરૂચ, વડોદરા, અમદાવાદ, રાજકોટ, બોટાદ, કુંડલા ને જામનગરમાં એવી સભાઓ થઇ ચુકીછે. કેટલીક સભાઓમાં અદ્યાપિ સુધી હોંસથી કામ ચાલેછે, તો કેટલીકમાં આપણા આરંભશૂરના અભાગીઆ ગુણે કરીને અથવા કુસંપ કે અદેખાઇ વડે કંઇ કંઇ મંદાવસ્થા જોવામાં આવેછે; પણ હું આશા

રાખુંછું કે આવા દેશ કલ્યાણના કામમાં ઉત્સાહથી સ-
ઘળા સામેલ થશે, અને આગ્રહથી તેમાં મંડયા રહેશે,
એટલુંજ નહીં, પણ અંદર અંદરની ખટપટ તજી સઘળા
લોકો બાહ્યચારાના સામાન્ય સંબંધવડે આ સાર્વજનિક
કામ તરફ પ્યારની નજરે જોશે.

ત્રીજો બનાવ એછેકે કેટલેક ઠેકાણે દેશી માલને માટે
દુકાનો કાઢવા સારૂ ભંડોળ જમાવામાં આવ્યાછે, સુરત ને
રાજકોટમાં હજી શેર કાગળીએજ રહ્યાછે પણ અમદાવાદે
એથી આગળ પગલું ભર્યુંછે. ત્યાં પેહેલા હપ્તાના રૂપીઆ
લેવાઈ ચુક્યાછે અને દુકાન ઉઘાડવાની સઘળી ગોઠવણ
કરવામાં આવેલીછે. કેટલાંક કામ વાદે વાદે થાયછે, તેમાં
વિશેષ કરીને જે કામ પરમાર્થનાંછે તેમાં બહુધા એમ
બનેછે; તો આ કામમાં અમદાવાદનો દાખલો લઈ બીજા
શેહેરોના સમજુ પૂરવાશીઓ કુદી પડશે એવી આશાછે.

ચોથો ઉપયોગી બનાવ એવો બન્યોછે કે કેટલીક નવી
નવી ઉપયોગી ચીજો પરમુલકથી આવેછે તેવી અથવા
તેના જેવી બનાવવાને ઘણે ઠેકાણે પ્રયત્ન કરવામાં આ-
વ્યાછે. આથી દેશી માલ વાપરવાની ઉત્કંઠા રાખનારાઓને
પડતી હરકતો ઘણે દરેજ્જે દૂર થવા લાગીછે. ગયે વર્ષ
આ કામની જ્યારે પ્રથમ શરૂઆત થઈ ત્યારે આવા
વીચારના મુઠીભર માણસોને ઘણી મુશીબત પડી હતી;
તેમના ઉપયોગમાં આવે એવી પરદેશીને બદલે વાપરવા
જોગ ચીજો દેશમાં બનતી નહીં એટલે તેમને જાડી બ-
ડોળ ને મોંઘી ચીજો વડે કામ ચલાવવું પડયું. મુંબઈમાં
વણાતા ગામઠી જાડા દોરીઆનાં અંગરખાં અને તેનાંજ
કે ખાદીનાં બદન કરાવવાં પડયાં એમ છતાં તેઓ પોતા-
ના વિચારમાં દ્રઢ રહ્યા, ને નવી નવી ચીજો જુદે જુ-

ઠેકાણેથી મેળવવા કે નવી ઉત્પન્ન કરાવવાના યત્નમાં જારી રહ્યા, તો ટુંકી મુદતે તેમની તંગીઓ દૂર થતી ચાલી. રાજકોટમાં બૈરાંને વાપરવા યોગ્ય ગર્ભસુતરૂ ગજીઆણી થાયછે; તેમાં સેહેજ સાજ સુધારો કરાવી તેને ધોળીજ રખાવી તેના ડગલા કરાવ્યા તે આલપાકાની ગરજ સારવા લાગ્યા. પ્રથમ કેટલુંક ઝીણું કાપડ મોંઘું છતાં બંગાળેથી મંગાવી તે વાપરવા માંડ્યું. અમદાવાદમાં અંગરખાં તથા બદનને લાયક મલમલ ને દોરીઓ તૈયાર કરાવ્યો, નવાનગરમાં અસલ બનાવવામાં આવતું તે ભરૂચી જાતના ઝીણા કપડાએ એવા લોકની મેહેનતવડે ફરી જન્મ લીધો. કુંડલા કારીગરી વર્ધક સભાએ નવ દશ પ્રકારનાં ઉપયોગી નવી જાતના કાપડ તૈયાર કરાવ્યાં. મુંબઇમાં વિલાયતી જેવા પણ સુગંધીમાં ચઢીઆતો સાબુ, સસ્તી ને જ્યારે જોઈએ ત્યારે તૈયાર કરી શકાય એવી વિલાયતી શાહીનાં પડીકાં ને દાંતનાં મંજન બનવા લાગ્યાં; સુરત ભરૂચમાં પણ વિલાયતી જેવા સાબુ કરવાના અને વઢવાણના સાબુને સુધારી ઉપયોગી કરવાના યત્ન થયા. ગડ ગુમડાના કામમાં આવે એવો ને સસ્તો મલમ અથવા ગમપ્લાસ્ટર ભરૂચમાં કરવામાં આવ્યો. જુદી જુદી જાતના શરબદ, કોલન વાટર, હેર ઓઇલ (માથે ઘાલવાનું તેલ) ને કેટલીક દવાઓ અમદાવાદમાં વોહોરા લોક બનાવવા લાગ્યા. વિલાયતી જેવા ચાકુ કાતરો તૈયાર કરાવવાની મેહેનત વડોદરે, રાંદેર, શિહોર, અંજાર વગેરે ઠેકાણે કરવામાં આવી. તેમાં કચ્છ માંહેલું અંજાર સૌથી સારી રીતે ફતેહ પામ્યું તે એટલે સુધીકે વિલાયતી જેવાં જ પણ કીમતમાં ઘણાં સસ્તાં ચાકુઓ ત્યાં જથા બંધ બનતાં થયાં. વિલાયતી ચાર ફળના ચાકુનો ઓછામાં ઓ-

છો રૂ ૧॥ બેસેછે, તો અંજારના એવા ચાકુની કિમત ફકત સાડાનવ આનાજ પડેછે, એ જોઇને જેઓ એમ કહેનારા છે કે આપણા દેશમાં સકંચા આવ્યા સિવાય કોઇ પણ ચીજ પરદેશી સાથે હરીફાઇ કરી શકનાર નથી તેમની ખાતરી થશે કે ઘણી ખરી નહીંતો કેટલીક ચીજો તો વગર સકંચે પણ આ દેશમાં પરદેશી સાથે ટક્કર ઝીલે એવી થઇ શકે. અંજારનો આ ફતેહ ઘણી મેહેનત, ઉશ્કેરણી અને સારી જાતના ઉત્તેજન વગર મળી નથી; અને એવી મેહેનત, ઉશ્કેરણી ને ઉત્તેજન જો આપણા કેળવાયલા ને ધનવંત લોકો દરેક કામમાં આપે તો તેમાં થોડી ઘણી પણ ફતેહ મળ્યા વગર રહે નહીં એમ હું માનું છઉં. પાંચમો બનાવ રાજકોટ પ્રદર્શનછે. દેશીકારીગરીની ઉઠાવણી ગુજરાતમાં શરૂ કરવાનું માન રાજકોટનેછે, અને એજ સ્થળના દેશહિતેચ્છુઓનો મેહેનતથી, અને કાઠીઆવાડના રાજા રજવાડા તથા કામદારોની સારી મદદથી રાજકોટ પ્રદર્શનનું કામ ધોક્કારે ચાલેછે. ઇશ્વર કૃપાએ એમાં પૂર્ણ યશ મળો અને દેશી લોકો તેનો સારો પેઠે લાભ લો.

પણ હવે વાત અહીંથી અટકીછે. હવે આ અગત્યના કામમાં આગળ ડગલાં ભરવાની અંદર આગેવાનોને ગૂંચવણ પડતી જણાય છે. આગેવાનો જાતે ધનવાન નહીં. ધનવાન લોકો તરફથી મદદ મળે નહીં, કારીગરો આળસુ ને બેદરકાર પડ્યા, સૈકડો વર્ષથી મંદાવસ્થામાં આવી ગયેલા લોકોને ટૂંકી મુદતમાં પાનો ચઢવો કઠણ, અને પોતાને અનેક ઉપાધિઓ ને કામ રહ્યાં, એટલે વધારે વિચાર કરવાને અને વધારે મેહેનત કરવાને તેમાંના ઘણાથી બનતું નથી; એવાં એવાં કારણોને લીધે જે હોંસથી કામની

શરૂઆત કરી તે હોંસ તેઓ ટકાવી શકતા નથી. આમ થાય એમાં નવાઇ નથી, કેમકે આ કામ કાંઇ નાનું સુનુ નથી. થોડાં માણસ ટુંકી મુદત કામ કરે તેથી વળે એમ નથી. એમાં તો સઘળા અથવા ઘણા ખરા લોકો સામેલ થાય, અને લાંબી મુદત સુધી આગ્રહથી મંડ્યા રહે તોજ મન માનતું પરીણામ દીસી આવે એવું છે; તોપણ આપણે નિરાશ થવું જોઇતું નથી. હમેશાં મહાભારત કામની શરૂઆત થોડાથીજ થાયછે. મહાભારત કામોમાં અનેક વિઘ્નો નડેછે, તેમાં વચે વચે નિરાશ થવા જેવાં ઘણાં કારણો બની આવે છે, અને લોકોના વિચાર સામા હોવાતો મદદ કર્યાને બદલે ઘણીવાર તેઓ અડચણો નાખી ચણેલું ચણતર તોડી પાડવા યત્ન કરેછે. આવી આવાં મુશીબતો છતાં પણ આગ્રહી લોકોએ નિરંતર મંડ્યા રહીને અંતે પોતાના કામમાં ફતેહ મેળવી છે; પણ આપણું કામ તેમના કરતાં ઓછી અડચણોવાળું છે, કેમકે તે લોકોને અપ્રિય નથી; તે ધર્મ વિરૂદ્ધ, શાસ્ત્ર વિરૂદ્ધ, કે રૂઢી વિરૂદ્ધ નથી; તેમાં લોકોને ટોટો વેઠવો પડે એમ નથી; તે ગુજરાતીઓના વિલક્ષણ વ્યાપારી ગુણને રૂચતું છે; માટે અહો ધર્માત્માઓ તમે હિમત નહીં હારતાં તમારાં કામમાં મચ્યા રહો એટલે તમે ધારોછો તે કરતાં પણ ટુંકી મુદતમાં જગત્કર્ત્તા ઇશ્વર અને સઘળા દેશી ભાઇઓ તમને સાનુકુળ થશે, અને તમારૂં આદરેલું કામ પાર પડશે. હવે આપણે શું કરવું એ બાબતના ગુંચવાડામાં પડેલા મારા દેશી મિત્રોને કંઇક મદદ મળે એટલા માટે થોડી ઇશારત માત્ર બતાવવાનો આ લઘુ પુસ્તકના બીજા વિભાગમાં હું પ્રયત્ન કરીશ.

---

# વિભાગ ૧લો.

## દરિદ્રતા.

આપણા દેશમાં દિનપ્રતિદિન વેપાર રોજગાર ઓછો થવાથી અને બીજા કારણોથી દરિદ્રતા વધતી ચાલીછે એ વિષે પેહેલા પુસ્તકમાં વિસ્તારે લખ્યુંછે, માટે આ પ્રસંગે ઘણી ચરચા કરવાની જરૂર નથી. ગયા વર્ષમાં આપણા પ્રખ્યાત દેશ હિતેચ્છુ દાદાભાઈ નવરોજજીએ દેશમાં વધતી જતી દરિદ્રતા સરકારી પત્રકો ને દસ્તાવેજો વડે સ્પષ્ટ રીતે દર્શાવી આપીછે. એમનાં પ્રગટ કરેલાં ચોપાન્યાં જેમણે ધ્યાન દઈને વાંચ્યાં હશે તેમની એવિશે ખાતરી થયા વગર રહી નહીં હશે. એમ છતાં જેમને એ બાબતમાં શંકા હોય તેમનાથી જાતે અનુભવ કરી નિશ્ચય કરવાને બની આવે એમછે. પોતાના ગામમાંજ તપાસ કરવાથી લોકોની નિરૂદ્યમ અવસ્થા માલમ પડી આવશે, વેપાર રોજગાર નથી અથવા મંદ ચાલેછે એમ વેપારીઓ અને કારીગરો બૂમ મારતા જણાશે. ગરીબ લોકને ઉદ્યમ નહોવાથી અન્ન પાણીના સાંસા પડેછે અને પૈસાદારને પોતાનાં નાણાં રોકવાની જગા ન હોવાથી તેમને તે ઘરજમાઈ રાખી મુકવાં પડેછે. પૈસાનું રોકાણ કરવાના રસ્તા નથી એની સાબિતિ એછે કે ઘણેક ઠેકાણે તેનું ચાર આના પણ વ્યાજ ઉપજતું નથી, અને એમ બનવાથી પુષ્કળ લોકો સરકારી સેવિંગ બેંકમાં નાણાં જમા કરાવેછે.

વધારે ને સ્પષ્ટ ખાતરી કરવી હોય તો ગામડામાં ફરવું જોઇએ. જ્યાં જશો ત્યાં લોકોની દુર્બલ હાલત તમને માલમ પડશે. જુદે જુદે ઠેકાણે ગામડામાં ફરવાથી ને બારીક તપાસ કરવાથી મેં જે પ્રથમ દરિદ્રતાનું ચિત્ર આપ્યુંછે

તેમાં અતિશયોક્તિ કરી નથી એમ મારી ખાતરી થઇછે; એટલુંજ નહીં પણ કેટલીક જગાએ તો એથી એ વધારે માઠી હાલત મારા જાણવામાં આવી છે.

એક સારી જમીનવાળા ગામડાની તજવીજ કરી તો માલમ પડયું કે થોડાં વર્ષ ઉપર તેમાં દોઢસો હળ હતાં, પણ હાલ તેની સંખ્યા ઘટીને લગભગ સોએ આવી રહી છે. દુર્દૈવે કરીને જેમને આ પ્રમાણે જમીન ખેડવાનું કામ છોડી દેવું પડયું છે તેમને પોતાનું અને પોતાના બાળ-બચ્ચાંનું ગૂજરાન મેહેનત મજુરી કરીને કરવું પડેછે. નાના ગામડામાં કેવા પ્રકારની મજુરી મળી શકે એ વાંચનાર કદાચ ધારી શકશે. ત્યાં કાંઇ મોટી ઇમારતો બંધાવવાનું, સડકો કરવાનું, ધર્માદા જગાઓ ઉઠાવવાનું કે કારીગરીનાં કારખાનાંમાં મેહેનત કરવાનું હોતું નથી. તેમને ખેડુતોની ખેતીવાડીમાં જ્યારે કામ હોય ત્યારેજ ફકત મજુરી મળી શકે, એટલે તેમને પેદા કરવાનું વર્ષના થોડાજ ભાગમાં અને તે પણ સઘળાને અને ચલ્લુ મળવું મુશ્કેલ. વળી બિચ્ચારા આખો દિવસ વર્ષાદમાં ને ટાઢમાં મેહેનત કરે ત્યારે તેમને માંડ આના બે આનાની મતા મળે. એ નજીવી ઉપજમાં ખાનાર એટલાં હોય કે તેમનું પુરૂં પેટ પણ ન ભરાય, તો સંગ્રહ થવાની આશા શી. મોસમ વીતી એટલે દહાડીએ જવાનું બંધ થાય. એવે પ્રસંગે એ લોકની પુરી કમબખ્તી સમજવી. ખાવાને દાણા મળે નહીં, એટલે તેમને બિચ્ચારાને વગડાઉ વનસ્પતીનાં પાંદડાં ઉપર આધાર રાખવો પડે. તેમનાં સારાં નસીબે ઉનાળામાં દોડી ઘણી ફુલેછે, તેથી તેનાં પાંદડાં તેઓ વીણી લાવેછે. પૈસા કે અનાજ ઘરમાં હોય નહીં એટલે તેઓ મશાલો તો રહ્યો પણ મીઠા જેવી અગત્યની ચીજ પણ ખરીદ કરી

શકે નહીં. પોતાને ત્યાં ઢોર ઢાંક મળે નહીં અને રોજનું લાગ્યું એટલે આડોશી પાડોશીને ત્યાંથી પણ તેમને દોડીમાં નાખવા છાસ સરખી પણ ન મળે, એમાટે તે બિચારા દોડીનાં પાંદડાં પાણીની અંદર અલુણાં ઉકાળે, ને તેના મોળા ને ફિક્કા લોચા ખાઇ પેટનું પુરૂં કરે.

અરેરે માણસ જાતની શી કમબખ્તી! ગડ ગુમડ ઉપર ચોપડવાના ખરડ જેવા નિરરસ લોચા હળધર વગર આંખને ન ગમે તે ખારા ખાટા સ્વાદ વગર મોંમાં કેમ પેસતા હશે? પશુમાં ને એમનામાં શો તફાવત? આ બિચારાં બે પગાં પશુ પેટ ભરાય એટલા નબળા પાતળા અનાજને માટે પણ મજુરી કરવા રાજીછે, પરંતુ તેમને તેવી મજુરી પણ કયાંથી મળે?

કોઇ કહેશેકે ત્યારે જ્યાં સારી મજુરી મળતી હોય ત્યાં તેઓ કામ કરવા શામાટે જતા નથી? પરંતુ તેમનાં બાળ બચ્ચાંને, બૈરાંને કે વૃદ્ધ મા બાપને અને જન્મ ભૂમી તજીને પરગામ કેમ જાય? અને જાયતો તેમાં તેમને લાભ પણ શો થાય? ઘણું કરીને બિચારાને પેલા લોભી નાળીએર લેવા જનારની વાતવાળું થાય. તેમના વિયોગથી ને અનાજની તંગીથી ઘરનાં ટળવળે અને પરદેશમાં પોતે જે કમાય તેમાંનું ઘણું ખરૂં ખાધા પીધામાં ખપી જાય. એટલે ઘરનાંને માટે તેઓ મોકલી પણ શું શકે. ધનવાન લોકો મોટા શેહેરોમાં કારખાનાં કાઢેછે તે કરતાં નાનાં ગામડામાં કાઢેતો તેમને સસ્તી રોજીએ પુષ્કળ મજુરો મળી શકે. એથી તેમને પોતાને લાભ થાય અને વનચર હાલતમાં આવી પડેલા દુબળા ને ભુખે મરતા લોક કાચા પોચા અંન ભેગા થઇ શકે. જેમને બાર મહિના ખાવાને અનાજ પહોંચે અથવા જેમનાં ઘરમાં નવા

જુની દાણા ભેગો થઈ શકે એવાં ઘર તે ગામમાં ફકત દશ બાર માલમ પડ્યાં. બાકીના હળ એડુઓ બિચારા માસમમાંજ પેટ ભરીને અનાજ ખાઈ શકે છે. ભાગાં તુટાં સાધનો વડે અને ભુખથી અધ મુઆ થયેલાં નબ-ળાં આખલાંવડે તેઓ જેકાંઇ પકવી શકે તે સઘળું અ-થવા તેનો ઘણો ભાગ કરજદારોના ને સરકારના ઘરમાં જાય એટલે ઉદર પોષણને માટે ઉનાળાની શરૂઆતથી તેમને પોતાના શાહુકારોને ઘેરથી સવાયાં દોઢાં અનાજ કાઢી લાવવાં પડે. આવી હાલતમાં તેમને લગભગ વર્ષ-ના છમાસ ગુજારવા પડેછે. પાંચ સાત ઢેડનાં ઘરછે તેઓ પેહેલાં વણકરનું કામ કરી ગામના લોકને વસ્ત્ર પુરાં પડતાં, પણ પરદેશી કાપડનો પ્રવેશ થતાં તેમને પોતાની સાળો લગભગ બંધ કરવી પડીછે તેથી તેમને પણ હળનો દાંડો પકડી ખેતી કરવી પડેછે. સુતાર લુહારનાં બચાર ખોરડાંછે તેમને પોતાની કારીગરી ઉપર ગુજારો કરવાને બનીઆવે એમ ન હોવાથી તેઓ પણ બહુ કરીને એજ ધંધે લાગ્યાછે. હજામ હળ એડુ થયાછે અને ગા-મના બ્રાહ્મણ તથા વાણીઆ સમેત હળ કુટીઆ થઈ પોતાનાં ઉચ્ચાં કૃત્યો ભૂલીજવા લાગ્યાછે. આ પ્રમાણે જ્યાં ઉચ્ચ ને નીચ સર્વને માત્ર ખેતી ઉપરજ આધાર રાખવો પડે તે પ્રજા ઉન્નતિ પામ્યાને બદલે અધમ થાયછે એવું ઇતિહાસોથી માલમ પડેછે. ખેતીકાર પ્રજામાંથી કારીગરી નાશ પામેછે, વિદ્યા ઘટી જાયછે, રાજ્યકિય લક્ષણ શુન્ય થાયછે, અને શૌર્યના જુસ્સા ક્ષય પામી લોકો દુર્બળ હાલ-તમાં આવી પડેછે. અરેરે! શું રળીઆમણા ને પ્રખ્યાતીને પામેલા હિંદુસ્તનના તનુજો આવી માઠી હાલતમાં આ-વી પડશે? શું નામાંકિત થએલી આર્ય પ્રજાનાં હિંદુ બા-

ળકો હમેશને માટે પરતંત્રપણું ભોગવી દુખમાંજ દહાડા કાઢશે? શું દિવસે દિવસે ધનહીન ને બળહીન થઇ તેચી-થરે હાલ અને અનાથ અવસ્થા ભોગવશે? સર્વનું રક્ષણ કર્તા વિષ્ણુ, આપણે હાલમાંજ સમજીને સૌ ઉદ્યમે લા-ગીશું, તો એવો દિવસ આવતો અટકાવવાને આપણને સહાય થયા વિના રહેશે નહીં.

રોજી કોળી વેળાએ એક સમે અમે એક ગામને પાદર આવી પોહોંચ્યા. હાથમાં હુકો લેઈને આવતા એક ગરા-સીઆએ અમને રામરામ કર્યા તેની સાથે વાતચિત ક-રતાં માલમ પડ્યું કે તેને ગરાસમાં ૪૦૦ વીઘાં જમીન છે. મને સ્વાભાવીક રીતે લાગ્યું કે એટલો મોટો ગરાસ ખાનાર સારી હાલતમાં હોવો જોઇએ. તેને પુછ્યું તમે ક્યાં જાઓછો? તેણે કહ્યું ખેતરમાં વાસો રેહેવાને. મને આશ્ચર્ય લાગ્યું કે શું આવા જમીનદારને ઘેર ચાકર નફ-ર નહીં હશે કે તેને જાતે વાસો રેહેવા જવું પડેછે? પુછ-તાં તેણે જણાવ્યું કે ભાઈ અમારે ગરીબને ઘેર ચાકર શાના? હમે જાતે હળ ખેડીએછીએ, જાતે નીંદીએછીએ, ને જાતે કાપણી કરી લણીએછીએ. અમારે રાતે સીમમાં પડી રેહેવું પડેછે, ને અમારાં બૈરાંને કોળી કણબીનાં બૈરાંની પેઠે પંડેજ ભાત આપવા ખેતરમાં આવવું પડેછે. ચારસેં વીઘાં જમીનનો ગરાસ છતાં આવી હાલત કેમ રહે છે, તેનું કારણ પુછતાં તેણે જણાવ્યું કે ગામડા ગામમાં જમીન કોઈ ગણોતે લેનાર કે ભાગે ખેડનાર મળે ન-હીં, પાસે પૈસા નમળે એટલે ચાકર નફર રાખી ન શ-કાય, અને સારાં ઓજાર કે બળદ પણ ખરીદ કરી ન શકાય. ભોગ જોગે હાથ ઉછેરના કે વેચાતી લીધેલા બ-ળદ જોવામાં આવે તો કરજદાર લેઈ જાય. દીકરીઓ

પરણાવતાં પુષ્કળ ખરચ કરવું પડે, માથે ચારપાંચ હજાર-નું દેવુંછે તેનું વ્યાજ બે દોકડા લેખે ચઢતું રહેછે. અમારા રાજાનો કર જબર, અને સરકારનાં લાકડાં ભારે, ફલાણું કામ કરવાનુંછે માટે આટલો ફાળો આપો, ને ફલાણા કામમાં આટલો આપો, રૂપીઆ ઘરમાં ન હોવાથી વખતસર પહોચાડાય નહીંતો મોસલ થાય, શાહુકાર પાસે જઇએતો મોં માગ્યું વ્યાજ માગે, ને ઘણા ધક્કા ખવરાવે ને નોરા કરાવે ત્યારે પૈસા આપે. અમારાં છોકરાં તે ઢોર ચારવા જાય કે ભણવા જાય. જો અમે તેમને ભણવા મોકલીએ તો અમારાં ઢોર કોણ ચરાવે ને અમારૂં કામ કેમ થાય. એમ છતાં સરકારે જબરજસ્તીથી નિશાળ કાઢીને ખરચ અમારે માથે નાખ્યો. નિશાળમાં કોઈ છોકરૂં આવવા ન લાગ્યું ને અમે ફરીઆદ કરવા ગયા. પણ અમારૂં કોણ સાંભળે?

મહિનાના મહિના વિતી ગયા, ને એકે છોકરૂં નિશાળમાં આવતું નથી તોપણ મેહેતાજીને સરકાર બેઠાં પગાર ખવડાવે છે. અમારે એ સૌ ક્યાંથી પુરૂં કરવું ? તેણે પોતાનાં ઘર આંગળી કરી બતાવ્યાં તે ફકત કચરાનાં કોટડાંજ હતાં. ઉપર નેવાં તો રહ્યાં પણ છાજ કે ખસની સરખાનું પણ છાપરૂં ન મળે. ઉપરથી પડતા તડકા ટાઢમાં બીચારા કંગાલ ગરાસીઆઓનાં બૈરાં છોકરાં શી રીતે દિવસ ગુજારતાં હશે? પરાક્રમી ક્ષત્રીઓથા ઉતરેલા અધમ રજપુતોની કેવી હાલત !

ગુજરાતની નિર્માલ્ય પ્રજાઓમાં જે જે જાતો હજીસુધી કંઈ કંઇ શૌર્ય રાખી રહી છે તેમના જુસ્સા ભૂખમરાને લીધે નરમ પડતા જાયછે એ જોઈ કોને દીલગીરી થયા વગર નહી રહે? ઓખાના વાઘેર જેઓ ગુજરાતમાં વિશેષ

કરીને કાબાના નામથી ઓળખાયછે તેમના બાહુબળ ને પરાક્રમની વાતો કેટલાંક વર્ષ પર ઉઠેલા બળવાથી ઘણા ખરાના જાણવામાં હશે; જેઓ પાંચ પચાસ ગાઉ પ્યાદા દોડતા જાય, જેઓ થોરોના જંગલમાં માથાં મારી ઘુસી જાય, જેઓ ઘણું કરીને નિશાન ચુકે નહી, જેઓમાંનો દરેક પચાસને ભારે પડે અને જેઓમાંના પાંચદશ ભેગા હોયતો સેંકડો સિપાઈ બચ્ચાઓના હાંજા નરમ કરી નાએ, તે વાઘેરો, અરે તે સ્પાર્ટનોને વટાળે એવા વાઘેરો, અન્ન પાણીની તંગાશથીને બીજાં દર્ખીણોથી ખરાબ ખરાબ થતા ચાલ્યાછે. તેમને લૂટવાનું બંધ થયું. તેમને છાજે એવા કાંઇ ઉદ્યમ મળેનહીં, અને કૃષીપણું તેમનાથી સારી રીતે થઇ શકે નહીં, એટલે તે બીચારા ભૂખે મરે તેમાં શી નવાઇ? માણસને ખાવાપીવાનું ન મળે ત્યારે તે મરણીઆ થઈ ગમેતેવાં કૃત્ય આદરે એ સ્વાભાવિકછે. એક બે દહાડાના કડાકા થાય ત્યારે બાવરા બાવરા કોઇ ભરવાડનાં બકરાં ચોરી કાચાંજ કાંકરડી ખાય! પણ એવાં કામને માટે તેને છ મહિનાની કે વધારે સખત કેદની સજા થાય! હવે તેમણે શું કરવું? આ ઉપયોગી નિમકહલાલ ને સદ્ગુણી જાતને કોઈ બીજી લતે લગાડવાનો ઉપાય કરવામાં આવે તો કેવું સારૂં? ગુગળના લાકડાં કાપી ભાગાંતુટાં ગાડાં ભરી તેને નરસિંહમેહેતાના જેવાં નબળાં આખલાં જોતરી દ્વારકા તરફ લાકડાંના ભાર વેચવા જતા ઉદાસ ને કરમાએલા મોઢાના વાઘેર જોઈ મારૂં હૃદય ગળગળું થયા વગર રહ્યું નહીં. ગુજરાતની જેજે શૂરીને સાહસિક જાતો સાથે મને પ્રસંગ થયોછે તે તે માત્ર ગુજરાન ચલાવવાના સાધનો વગરજ લૂટફાટ કરી લોકને હેરાન કરેછે. તેમને સવાલ કરીએ છીએ ત્યારે

તેઓ પેટ બતાવેછે. ગ્રંથ વિસ્તારથી ડરીને એવી દરેક જાતનું વર્ણન નહી આપતાં ફક્ત એકજ દૃષ્ટાંત આપ્યું-છે. બીજી નાતોની ગરીબાઇ પ્રથમ ભાગમાં વિસ્તારે-લીજછે.

---

# વિભાગ ૨ જો.

## ઉપાય.

૧. આ વિષય જેમ બને તેમ વધારે ચરચાય અને તેની દરેક ગામમાં, ગામડામાં, તથા ફળીએ ફળીએ ને ઘેરે ઘેર જાણ થાય એમ થવું જોઇએ. સાધારણપણે ગુજ-રાતના દરેક ભાગમાં "દેશીકારીગરીને ઉત્તેજન" એ શબ્દો લોકોને કાને પડી ચુકયા છે, તથાપિ તેની વિગતવાર હકી-કત ને જરૂર લોકોમાં જોઇએ તેટલી પસરી નથી; એ માટે દરેક શક્તિમાન પુરૂષે ભાષણ દ્વારાએ કે વાત ચીતથી લોકોને સમજાવવા જોઇએ. કેળવણી પામેલા જુવાની-આની સંખ્યા ગુજરાતમાં થોડી નથી. વિશેષ કરીને નો-કરીના કારણથી તેઓ ઠેઠ આબુથી દમણ સુધી ને દ્વાર-કાંથી દાહોદ સુધી જઇ લાગ્યા છે. કદાપિ તેમાંના ઘણાક સારા વકતા નહીં હશે, પણ મારા ધારવા પ્રમાણે ઘણું-કરીને સઘળા યથાશકિત ભાષણો કરીને કે છેવટ વાત ચી-તથી પણ લોકોનાં મન આ અગત્યનો બાબત તરફ ખેંચી શકે. વળી તેઓ પ્રયાસ કરેતો વકતૃત્વ શકિત થોડી ઘણી પણ સંપાદન કરી શકે. માઠાં ભાગ્યે આપણા પ્રાંતમાં સારા વકતા થોડા છે, અને જેઓ નથી તેઓ વકતા થ-વાને મેહેનત કરતા નથી. સારા વકતાને સારા લખનાર પ્રજાનાં મન કેવાં ઝપાટાબંધ ફેરવી શકેછે તે વિષે ઘ-

ણાએ વાંચ્યું હશે. ગ્રીસના ને રોમના પ્રાચીન વક્તાઓ તથા સુધરેલા દેશના અર્વાચીન વક્તાઓ કેટલું કરી શક્યા છે તે આપણા જાણવામાં છે. દક્ષિણમાં ને બંગાળામાં કેળવાયલા ભાષણકાર અચ્છી તરેહથી ઘુમેછે, ને પ્રજાની સેવા બજાવેછે, તેમજ ત્યાં વકતૃત્વ શક્તિ મેળવવાને જુવાનીઆ અનેક ઉપાયો લેછે, એવું આપણા ગુજરાતી ભાઇઓમાં નથી એ જોઇ દિલગીરી થાયછે. નોકરી મળ્યા પછી કે નિર્વાહ ચલાવવાનાં સાધન મળ્યા પછી સ્વસ્થ થઇને બેસવું એ આપણું કર્તવ્ય નથી. વખત મળતો નથી, સાધનો નથી કે શક્તિ નથી એવાં બાનાંથી આપણો જન્મ ભૂમી પ્રત્યે આપણી ફરજો ન બજાવવી એ આપણને છાજતું નથી. માટે સર્વ સમજુ પુરૂષે યથાશક્તિ આ કર્તવ્ય કર્મ કરવું એવી મારી પ્રાર્થનાછે. આ કામમાં બહુ વિદ્વતાજ જોઇએ એમ નથી, આ કામમાં પૈસાનું ખરચ નથી અને આ કામથી લોકમાં કે સરકારમાં અપ્રિય થઇશું એમ પણ નથી; સબબ તે જેણે તેણે ઉઠાવી લેવું જોઇએ છીએ. સરકારને આ કામ અપ્રિય નથી પરંતુ તે પોતાની પ્રજાના કલ્યાણ માટે મદત કરવા પણ તૈયાર છે એવું નીચેના બનાવથી માલમ પડશે. સરકારી આફીસોનો સરસામાન દેશી મળે તો તે ખરીદવાનો સરકારે ઠરાવ કર્યોછે, અને ઇજનેરી કામ કાજમાં વપરાતો સામાન આ દેશમાંજ બનતા સુધી તૈયાર કરાવવો એવો ઠરાવ હિંદુસ્તાનની વડી સરકાર તરફથી થઇ ચુક્યો છે.

લોકમાં આ વિષય ચરચાવાનો જેમ ભાષણો એક રસ્તો છે તેમ લખાણ એ બીજો રસ્તોછે. જો દરેક વર્તમાનપત્ર ને ચોપાનીયું હરવખત આ વિષે લખ્યા કરે, જો કસાયલા વિદ્વાનો અગત્યની બાબતો ભેળી કરી પુસ્તકોના આકારમાં

બહાર પાડે, અગર પૈસાદાર લોકો કે સોસાઇટીઓ ઇનામના નિબંધો–પછી ગદ્યમાં કે પદ્યમાં રચાવે, તો તેથી કાંઇ થોડો લાભ ન થાય. આ કામ પાછળ સારી શરૂઆત થઇ છે એ હું કબુલ કરૂં છું; તથાપિ હજી ઘણું ને નિરંતર કરવાનું છે તે ભુલી જઇ મંદ પડવું ન જોઇએ. જૂદી જૂદી બાબતો લઇને જૂદી જૂદી છટાથી કુશળ લખનારાઓ દરેક વર્તમાન ચોપાન્યાઓમાં વિષય લખતા રહેતો લોકોનાં મન જાગૃતિમાં રાખી શકાય, અને તેમને નવી નવી વાતોનું ઉપયોગી જ્ઞાન આપી શકાય. માટે અહો ભાટ ચારણો અને કવિરાજો, તમે જે રસ સૌથી સારી રીતે ભજવી શકતા હો તેમાં આ વિષયપર તમારી કલ્પના નિરંતર દોડાવો; અહો પંડિતો અને જાહેર લખનારાઓ, તમે તમારી તિવ્ર કલમો વારે ગારે કસતા રહો; અહો માણભટો ને કથા કરનારાઓ, તમે આ અગત્યની બાબત તમારાં ભજન કીર્તનમાં દાખલ કરો; અને અહો ભવાયા અને નાટકકારો, તમે લોકોની દુર્બળ અવસ્થાનું ખરૂં ચિત્ર પડે એવા નવા વેશ ભજવી લોકોના મનને ભેદો અને ઉશ્કેરો. એક નાવમાં બેઠેલા ઉતારૂઓ ભર દરીએ તોફાન થયા પછી સઘળો આધાર થોડા ખલાસીઓ ઉપર રાખી જો તેમાંનો હરેક ને દરેક હાથે મેહેનત કરવા મંડી ન જાય તો વહાણ ખરાબે ગયા વગર કે ઉતારૂઓ જોખમમાં આવી પડ્યાવગર રહે નહીં. જ્યાં જ્યાં જબરી આગ લાગ્યા પછી પુરવાશીઓ ફક્ત પોલીસ કે બંબાવાળા ઉપર આધાર રાખી જોયા કરે છે, ત્યાંત્યાં પુષ્કળ નુકશાન થયા વગર રહેતું નથી; પણ ગામડાની અંદર જ્યાં પોલીસ કે બંબા કાંઇ હોતું નથી, અને જ્યાં મરદ ને ઓરતો, નાના ને મોટા, હાથમાં વાંસીઓ કુહાડીઓ કે જે આવ્યું તે લઇ કુદી પડે છે, ને બળતાં ઘ-

રને ભયથી નહીં ડરતાં તોડી પાડવા મંડી જાયછે, જ્યાં સેંકડો ધૂળનાં પોટલાં ઉપરાઉપરી ફેંકવામાં આવેછે, અને જ્યાં સંખ્યાબંધ બૈરાંઓ પાણીનાં બેડે બેડાં વટી લાવી આગ છાંટી નાંખવામાં મરદોને જોઇએ તેટલી મદદ કરે છે. ત્યાં થોડીવારમાં આગને બુઝાવી નાંખવામાં આવેછે, અને તેથી વધુ થતી ખુઆરી જલદી અટકી પડેછે. આવું ઐક્ય, આવું સાહસ, આવો હોંસને આવી મરદાની આ મહાભારત કામમાં જો ઇશ્વિર કૃપાએ સઘળા તરફથી મળી આવે તો શું ન થઇ શકે વારૂ ?

૨. જાથુની ચરચા જારી રહેવા અને દેશીકારીગરીના કામમાં મદદ કરવા દરેક મોટે સ્થળે કાયમ સભાઓ સ્થાપવી જોઇએ, અને તેની શાખાઓ અથવા આડતો તેથી નાના સ્થળોમાં હોવી જોઇએ. એવી સભામાં દરેક સમજુ પુરૂષે દાખલ થઇ તેને યથાશકિત તન મન અને ધનવડે મદદ કરવી. અમદાવાદની ઉદ્યમવર્ધક અને કુંડલાની કારીગરી વધક સભાઓ સરખી સભાઓ ઠેકાણે ઠેકાણે સ્થપાય એવું મારૂં મતછે. સ્થાનિક લોકોની શકિત પ્રમાણે તેમાં કાંઇ વાર્ષિક ઉપજ થવી જોઇએ. એ ઉપજ કેવી રીતે ખરચવી તે વિષે હું મારા વિચાર આગળ આપીશ. આવી સભામાંથી પુષ્કળ લાભ થવા સારૂ તેના સભાસદોએ વખતે વખત ભાષણો કરતા રહેવું, અને દેશી હુન્નર કળાને મદદ મળે એવા ઉપાય યોજવા. સભાની વ્યવસ્થાપક મંડળીના માણસો હોંસીલા ને આગ્રહી પસંદ કરવા જોઇએ, નહીંતો આપણા પ્રાંતમાં થઇ ગયેલી કે મરવા પડેલી ઘણીખરી સભાઓની અવસ્થાએ આ સભાઓ પણ થોડા વખતમાં આવી પહોંચવાની. વાર્ષિક નાની રકમ ભરવાને ડાહ્યા માણસો ના પાડશે નહીં, અને જો

લોકો શકિતવાન હશે તેઓ આ પુણ્યના કામમાં મદદ દાખલ પોતાની ખુશી પ્રમાણે કદાચ વધારે પૈસા પણ આપશે. કદાચ નાણાની મદદ બિલકુલ ન મળી શકે એમ હોય તો તેવે ઠેકાણે અમસ્તી ભાષણ કરનારી સભાઓ પણ સ્થાપવાની જરૂરછે. ઘણા લોકો ભેગા મળવાથી અનેક તરેહના વિચાર ઉઠવાનો અને વિષય જાથુ ચરચાવાનો સંભવછે. મહીને આનો અથવા વરસ દહાડે રૂપીઓ અથવા પોતાની ઉપજમાંથી રૂપીએ એકપાઈ આપવા ઘણા સમજુ પુરૂષો મારા ધારવા પ્રમાણે તૈયાર થશે. "કાંકરે કાંકરે પાળ બંધાય અને ટીપે ટીપે સરોવર ભરાય" એ કહેવત પ્રમાણે આવાં નાનકડાં લવાજમથી પણ એક સારી રકમ પ્રતિ વર્ષ જમા થઇ શકે, અને તેને યોગ્યરીતે વાવર્યાથી કેટલાંક ઉપયોગી કાર્યો કરી શકાય. પૈસાનું નામ આવ્યું કે લોકો બારગાઉ નાસેછે અને બિલકૂલ મદદ કરતા નથી, એમ કહેવા કરતાં આબરૂદારને આગ્રહી ઉઘરાવનારા ને લોકોને સારી રીતે સમજણ પાડી પૈસા કઢાવનારા પુરૂષોજ થોડાછે, એમ કહીએ તો તેમાં વધારે સચ્ચાઇ જણાયછે. ઘણાક મેહેનતથી કંટાળેછે, ઘણાક હાથમાં કાગળીઉં લઇ ઘેર ઘેર ભટકવામાં નીચું સમજેછે, ઘણાક એમ ધારેછેકે જડસા ને અણસમજુ લોક સમજાવ્યાછતાં માને નહીં ને આપણું વેણ પાછું ફરે તેમાં આપણને કલંકછે, અને ઘણાક એમ ગણેછે કે એવું ભીખ માગવાનું ને ભટકવાનું કામ માથે લેવું એ આપણા દરજ્જાને શોભતું નથી. પણ ભાઇરે, ધર્મનાં ને પરમાર્થનાં કામ એવાંજ હોયછે. એમાં હિંમત હારે કે નામોશી સમજે કાર્ય સિદ્ધિ થનાર નથી; અને ખરૂં જોઇએ તો પરમાર્થના કામમાં લોકોને સમજાવીએ ને પૈસા ઉઘરા-

વોએ તેમાં નામોશી કાંઇ નથી.

૩. જાણે કેળવણીમાંજ ખામી હોય, જાણે પોતાનું જાણવાની અભિરૂચી ન હોય, અથવા તે ઘરનું હર્યું એટલે તેની ઝાઝી દરકાર નહોય. તેમ આપણા જુવાનીઆ આપણા પોતાના મુલક વિષે ઘણા અજ્ઞાન જોવામાં આવેછે. વિદ્યાર્થીઓ ગ્રીસ ને રોમના કે ઈંગ્લાન્ડ દેશના અસલી રાજાઓની ઝીણી ઝીણી હકીકત મોઢે ભણી જાયછે, પણ તેમને ગુજરાતના ને હિંદુસ્તાનના હિંદુ રાજાઓ વિષે કેટલી થોડી માહિતી હોયછે? તેઓ અસલી રાજાએનું વિસ્તારે વર્ણન કરી શકે. પણ આપણા દેશના આધુનીક રાજ્યો વિષે તેઓ કેટલું થોડું જાણેછે? તેઓ યુરોપ ને અમેરિકા વિષે ઘણી વાતો કહી સંભળાવે, પણ તેઓને પોતાનાજ પ્રાંતો વિષે કેટલું થોડું જ્ઞાનછે? તેઓ લીથકે જીનીવામાં શું શું બનેછે તે કહીજાય, પણ કરાંચીકે ઉનામાં શું શું થાયછે તેભાગ્યેજ જાણેછે. તેઓ અમેરિકાના કે યુરોપના અમુક મુલકોમાં શું શું નિપજેછે અથવા ક્યાં ક્યાં ખનીજ પદાર્થો નિકળેછે તે જાણેછે, પરંતુ કચ્છમાં કે કાઠીઆવાડમાં એવું કાંઇ હોયછે કે નહીં તે વિષેની માહિતી ઘણુંકરીને તેઓને હોતી નથી. આનું એક કારણ એ પણ ખરૂં કે એવું જ્ઞાન મેળવવાનાં આપણી પાસે સાધન નથી; કદાપિ થોડાં ઘણાં સાધન હશે તો તેનો લાભ લેવાની કે જોઇતાં સાધન ઉત્પન્ન કરવાની દરકાર થોડાનેજ હોયછે. વિદ્વાનો આવી બાબતમાં તસ્દી લેતા નથી, અને બીજાઓ કાંઇ કરી શકે એવું હોતું નથી. દેશીકારીગરીનું પ્રકરણ નિકળ્યા પછી દેશી ચીજો વાપરવાની ઘણા લોકોની વૃત્તિ થએલી જણાયછે પરંતુ આપણે જ્યાં ને ત્યાં સાંભળીએછીએ કે દેશી ચીજો

ક્યાં મળતી હશે એ અમને માલમ નથી, એટલે અમારે જોઇએ તે અમે ક્યાંથી મેળવીએ. આ હરકત ખરીછે, માટે તે દૂર થવા યત્ન કરવાની જરૂરછે. લોકોમાં માગણી કરવાની ઇચ્છા થઇ આવીતો તે પુરીપાડવામાં ઢીલ થવાથી તેમની ઉર્મી ઓછી થતી જાયછે; એમાટે પ્રથમ એ અગત્યનું છે કે કયી ચીજો ક્યાં મળેછે તેની તપાસ કરી લોકોને તે વિષે જ્ઞાન આપવું. આ કામ કાંઇ મહાભારત નથી. અલબત એટલું ખરૂં કે તે એકલદોકલથી મનમાનતી રીતે થઇ ન શકે. જ્યાં જ્યાં દેશીકારીગરીને ઉત્તેજન આપવા સભાઓ થએલીછે અથવા હવે પછી થાય તે સભાઓ આકામ સેહેલથી ને થોડે ખરચે કરી શકે. તેઓ ઠેકાણે ઠેકાણે કાગળો લખી જોઇતી માહીતિ મેળવી શકે. આકામ અમદાવાદની ઉદ્યમવર્ધક સભાએ આરંભેલુંછે, અને એજ પ્રમાણે બીજી સભાઓએ કરવું જોઇએ. એકલી ચીજોનાં ને તે બનાવવાના ઠેકાણાંનાં નામ સિવાય તે તે ચીજોને લગતી બીજી હકીકત પણ મેળવવી જોઇએ; એટલે તેમની કીમત, બનાવટની રીતિ, પ્રકૃતિ પદાર્થો, ઉપયોગ, બનાવટનો જથો કે વ્યાપાર વિસ્તાર વગેરે. બનાવટના પદાર્થો સાથે સ્વભાવિક કે મૂળ પદાર્થો. ખનીજ, વનસ્પતિ કે પ્રાણીથી થતાની પણ હકીકત મેળવવાની જરૂરછે. જેવી કચ્છની ભૂગોળ રા. દલપતરામ પ્રાણજીવનદાસે બનાવીછે તેવી ભૂગોળ દરેક પ્રદેશની થાયતો લોકોને આવા પ્રકારનું ઘણું જ્ઞાન મળી શકે, અને તેથી ઘણા લાભ થાય. આપણા દેશમાં તૈયાર થતી ચીજો વિષે માહિતી મળ્યા પછીજ તેમાં કેટલો સુધારો વધારો કરવાની જરૂરછે તે આપણને માલમ પડી શકે.

૪. એટલી માહીતિ નમુના વગર બહુ કામની નથી. માણસ કોઇ પદાર્થનું ગમે તેટલું વિસ્તારથી વર્ણન વાંચે તથાપિ તે નજરે જોયા શિવાય તે વિષે તેના મનમાં જોઇએ તેવો ભાવ આવતો નથી. નમુનો એ પ્રત્યક્ષ પ્રમાણ છે. માટે તે સૌથી સબળ ગણાય છે. એ માટે દરેક સભાએ પદાર્થના વૃત્તાંતની સાથે નમુના મેળવવાની મેહેનત કરવી જોઇએ. નમુના મેળવવામાં પણ ઘણું ખરચ લાગવાનું નથી. જો દરેક ઠેકાણાના દેશહિતેચ્છુ પોતાના સ્થાનિક પદાર્થોની હકીકત ને નમુના મેળવવાની ખંત રાખે તો તે ઘણુંકરીને વગર પૈસે ને થોડી મેહેનતે મેળવી શકે, અને પછીથી તે સભાઓને મોકલાવી શકે. કાપડના કકડા. ને બીજી કારીગરીના નાના નમુના મેળવવામાં કાંઇ ઘણાં નાણાં બેસવાનાં નથી. સ્વાભાવિક પદાર્થો તો ઘણાખરા મફત મેળવી શકાશે. એક સ્થળના નમુના જોઇને બીજા સ્થળના કારીગરો તેવા બનાવવા તરફ લક્ષ આપશે અથવા તેઓ લક્ષ આપતા થાય એવા ઇલાજ સભાઓ કે દેશ હિતેચ્છુ ગૃસ્થો ધારશે તો લઇ શકશે. લોકોને એમાંથી જે કાંઇ પસંદ આવશે તે તેઓ ખરીદવા ને મેળવવા પેરવી કરશે. એમાં શોશો ફેરફાર કરવાથી તે લોકોની હાલની ફાશનને લાયક થશે એ જાણવાનું એથી બની આવશે, અને તેમને બનાવવામાં કેવી યુકિતઓ કામે લગાડવાથી તે પરદેશી જેટલાં કે તેથી પણ સસ્તી કીમતે વેચી શકાશે તે વિષે વિચાર કરવાને પણ એથી સારી જોગવાઈ મળશે. જેજે સ્વાભાવિક પદાર્થોનો સમુહ ભેગો થશે, તે તે કાંઇ કામનો છે કે નહીં, તેનો હાલ ઉપયોગ થતો હોય તે કરતાં કાંઇ વધારે ને સારો ઉપયોગ થઈ શકે કે નહીં, અને હાલના કરતાં તે ઓછી ખરાજાતે મેળવી શકાય કે કામમાં લા-

વી શકાય કે નહીં એ વિષે પણ શોધક પુરૂષોને ધ્યાન આપવાની એથી તક મળશે. આવા સમુહથી સભાને લગતું એક નાનું પણ ઉપયોગી સંગ્રહસ્થાન બની રહે-શે, એ લાભ તો એવાયઘોજછે. સંગ્રહસ્થાનમાંજ દરેક પદાર્થ વિષે મેળવેલી હકીકતનું એક પત્રક બનાવી મુકી-છાંડયું હોયતો જોનારને બેવડો લાભ થાય. આવા કામને માટે જે કાંઇ થોડું ઘણું ખરચ ને મેહેનત લાગેતે એથી પણ ઓછાં કરવાં હોયતો સભાઓએ માંહોમાંહે આડત બાંધવી અને દરેક સભા પોતાના સ્થાનિક પદાર્થોની હકી-કત ને નમુના બીજી સભાઓને પુરા પાડવાનું માથેલે.

૫. નમુના કરતાં પણ વધારે અગત્યની વાત પ્રદર્શનછે, પરંતુ તેમાં વધારે પૈસાનું કામછે, તે હાલની ગરોબડી સભાઓથી કે ઘણું કરીને તેવીજ હાલતના દેશહિતેચ્છુ-ઓથી પોતાને ખરચે બને તેમ નથી, એમછતાં "માણસ મનપર લેતો ધારેતે કરી શકે" એ વાત તરફ જ્યારે જો-ઇએછીએ ત્યારે પ્રદર્શન પણ અશક્યછે એમ કહી શકાતું નથી. પંઢરપુરનું પ્રદર્શન કેટલા થોડા ગ્રહસ્થોએ કર્યું હતું ખરૂં હો એનો એકજ ઉત્સાહી નરે ફતેહમંદીથી પાર ઉતાર્યું હતું. અમદાવાદ સુરત જેવા મોટા શેહેરોમાં નાના પાયાપર પ્રદર્શન થવા અશક્ય નથી, પણ એકવાર કહીગયા તેમ એમાટે માથાતોડ ખાઈ ખપુશીને મેહેનત કરનારાને હા-થમાં ટીપો લઈ ઘેરઘેર ભટકનારા આપણામાં કેટલા થોડા-છે? પુનામાં વર્ષોવર્ષ પ્રદર્શન ઉઘાડવાની ગોઠવણ ત્યાંના આગ્રહી પૂરૂષોએ કરેલાછે, અને દક્ષિણમાં બીજે ઠેકાણે પ્રદર્શન ઉઘાડવાના સમાચાર આપણને મળી ચુકયાછે; તથાપિ હજી ગુજરાતી ભાઈઓની આંખ ઉઘડતી નથી. ફકત રાજકોટમાં હાલ પ્રદર્શનને માટે મોટી તૈયારીઓ

થાયછે. ભરૂચમાં પેહેલાં એક પ્રદર્શન થયું હતું પણ તે સરકારે અને સરકારી અધિકારીઓએ માથે લીધું હતું અને તેથી જોઇએ તેવું ફળ પણ થયું નહતું. સુધરેલા દેશોમાં વારેવારે ઘણા પ્રકારનાં પ્રદર્શન જૂદે જૂદે સ્થળે થાયછે, અને તે ઘણુંકરીને લોકોજ કરેછે. પ્રદર્શનથી થતા લાભ જણાવવાનું અહીં બને તેમ નથી, તેમ નમુનાના સંગ્રહથી જેજે લાભ જણાવ્યાછે તેવા પણ વધારે ચઢતી જાતના અને એ કરતાં બીજા પણ લાભ આથી થાયછે. પ્રદર્શન થઇ રહ્યા પછી તેમાં આવેલી ચીજોનું સંગ્રહસ્થાન બનવું જોઇએ. એ ખરી વાત છે કે સુધરેલા દેશોની પેઠે આપણે અહીં કારીગરો કે વિદ્વાનો પ્રદર્શનને સંગ્રહસ્થાનનો જોઇએ તેટલો લાભ હાલના વખતમાં લેવાના નથી તોપણ એથી કરેલી મેહેનત ને ખરચેલા પૈસાનું વળતર તો જરૂર થઇ રહેશે. પ્રખ્યાતી કરતાં ઇનામની લાલચે પણ કેટલાક કારીગરો સારી ને નવી ચીજો પ્રદર્શનમાં મોકલવા સારૂ તૈયાર કરવા ઉસ્કેરાશે. અથવા તેમને ઉસ્કેરી ઉભા કરવાની આપણને તક મળશે.

૬. પરંતુ આ ઉપાયો લોકોમાં શોખ ઉત્પન કરવાના ને દેશીકારીગરીને ઉત્તેજન આપવાના છે: કંઇ લોકોને જોઇતાં ચીજ પુરી પાડવાના નથી. લોકો ફલાણે ફલાણે ઠેકાણે અમુક ઉપયોગી ચીજો થાયછે એમ જાણે તેથી કંઇ તે મેળવવાનું બધાથી તે હરવખતે બની આવે નહીં. દૂરને ઠેકાણેથી વખતે વખત જોઇતી ચીજો મેળવવી એ ઘણુંજ અવઘડ ભરેલું ને કેટલીકવાર તો અશક્ય જેવું છે. એવી ચીજો ને માટે કોને લખવું, પૈસા શી રીતે પહોંચાડવા, ને માલ કેવીરીતે મંગાવી લેવો એ સૌ મુસીબત ભરેલું ને થોડાથીજ બની શકે એવુંછે. વળી "ટકાની ડોશી

ને ઢબુઓ મુડામણ" એની પેઠે થોડી કીમતની ચીજ પર મેહેનતને ખરાજાત વધારે લાગે, એટલે આગ્રહી પુરૂષો પણ કંટાળો ખાય તો સાધારણ લોકનું શું ગજું. એ માટે જૂદા જૂદા ઠેકાણાની ચીજો સેહેલથી લોકોને મળી શકે તે સારૂ દરેક મોટે સ્થળે દેશી માલની દુકાનો નિકળવાની અગત્ય છે. અમદાવાદમાં એને માટે ગોઠવણ થઇ ચુકીછે; અને સુરતમાં તે થવાની આશા છે. એજ પ્રમાણે ભરૂચ, વડોદરા, રાજકોટ, વીગેરે ઠેકાણે એવી દુકાનો ઉઘડવી જોઇએ. દક્ષિણમાં તો કેટલેક ઠેકાણે દુકાનો ઉઘડી ચુકી છે. એ દુકાનો માંહો માંહે આડત રાખે, અને જ્યાં દુકાનો ન હોય ત્યાં સભાઓ કે કોઇ સારા ગૃહસ્થોની મારફત દેશી માલ મંગાવવાની પેરવી કરે તો બની શકે. હાલ જે જે માલ પરદેશીને ઠેકાણે વાપરી શકાય એવો હોય તે જૂદ જૂદ ઠેકાણેથી ખપ પ્રમાણે મંગાવવો અને જે જે માલ સુધારવાની કે નવો ઉત્પન્ન કરાવવાની જરૂર જણાય તે તે માલ તેવી રીતે તૈયાર કરાવવાનો પોતાના ગજા પ્રમાણે દુકાનવાળાએ પેરવી કરવી જોઇએ. નાના નાના શેર કરી દુકાનનું ભંડોળ જમાવી શકાય. અલબત પૈસા ભેગા કરવાના કામમાં અડચણો ને નાસીપાસી ઘણી છે. પરંતુ આગ્રહને ઉત્સાહથી ધારેલું કામ વેહેલું કે મોડું પાર પડ્યા વગર રહેતું નથી. દુકાન સત્યની રાખવી, ને અમુક નફો લઇ મુકરર ભાવે હરેક જાતના ગ્રાહકને રોકડી કીમતે ચીજો આપવાનું ઠરાવવું; એટલે દુકાનને ઘણું કરીને ખાધ લાગશે નહીં. એક દુકાન આ પ્રમાણે વગર નુકશાને સારી રીતે ચાલે છે એમ લોકોના જાણવામાં આવશે, તો પછી બીજે ઠેકાણે દુકાનો ઉઘાડવામાં સેહેલું પડશે, એટલુંજ નહીં પણ પછી તો વખતે બીજા ખાનગી લોકો પણ પોતે

એવી દુકાનો ઉઘાડશે. લોકોને દેશી માલ મેળવવાનું આવી દુકાનોથી સવળ પડશે, અને આ નવી તરેહની સત્યની દુકાન તરફ જેનું તેનું મન ખેંચાશે. શરૂઆતમાં જેમ બને તેમ પરદેશી કરતાં ઘણી મોંઘી પડે એવી ચીજો દુકાને ન રાખવી, તથા ઘણો નફો મેળવવાની આશા છોડી દેવી. વ્યાપરના કામમાં વધી પડેલી અનીતિની સામે આ દુકાન નીતિની અસર લોકોમાં ફેલાવવાનો કંઇક લાભ પણ લોકોને આપી શકશે, એ પણ એક દેશને ફાયદોજ સમજવો.

૭. પરદેશી ચીજોમાં મોહિત થએલું લોકોનું મન ફેરવવાનો ખરો રસ્તો એજછે કે આપણા દેશમાં તેવી અને તેટલીજ કીમતની કે સસ્તી ચીજો પેદા કરવી. પરદેશી ચીજો ખરેખરી પસંદ કરવા જોગછે કે નહીં તેનો વિચાર ઘણાખરા કરતા નથી, પણ ગાડરીઆ પ્રવાહનીપેઠે સૌ કોઈનું વલણ તે તરફ થએલુંછે. એ પ્રવાહનો માર્ગ ફેરવવા સારૂ જેમ સારા આગેવાનોની જરૂરછે તેમ પરદેશી જેવી ચીજો નવા માર્ગમાં મળેછે એમ તેમને દેખાડી આપવાની અગત્યછે. જે ચીજો લાખો રૂપીઆની મુડી રોકયા વગર પરદેશી જેવી આપણે અહીં બને તેમ નથી તે ચીજોને માટે જેમને ચાલતુંજ નહોય તેઓ ભલે પરદેશ પર આધાર રાખે; પરંતુ પુષ્કળ ચીજો હજી આપણે અહીં થતી કાયમ રહી છે, અને પુષ્કળ ચીજોમાં જરાતરા ફેરફાર કરવાથી કે ઉપરનું ડોળ ફેરવવાથી તે પરદેશીને ઠેકાણે કામ આવે એમછે; તથા પુષ્કલ નવી ચીજો પરદેશી જેવી અને તેટલી અથવા ઓછી કીમતે આપણે અહીં બનાવી શકાય એવુંછે; માટે ફેરફાર કરવાનું, ડોળ ફેરવવાનું કે

નવી પેદા કરવાનું કામ જેમનાથી બની શકે તેમણે ઉપા-
ડી લેવું જોઈએ છીએ. આ કામ સભાઓ અને દરેક
સ્વદેશ હિતેચ્છું ગૃહસ્થ ધારે તો થોડું ઘણું કરી શકે. સભા-
ઓ કે પૈસાદાર લોકો થોડાં થોડાં ઈનામ આપીને કે સેહે-
જસાજ ખરચ કરીને આ કામ કરી શકે, અને વિદ્વાનો
પોતાની જાતિ મહેનતથી એમાં ઘણા ઉપયોગી થઈપડે.
ઈનામની જાહેર ખબરો કાઢી કારીગરોમાં ચડસાચડસી
કરવાથી વધારે લાભછે. એને માટે એક બે દૃષ્ટાંત આ-
પું. ઘણુંકરીને દરેક મોટેસ્થળે વરસાદની છત્રીઓ બને-
છે. અમદાવાદમાં તો લગભગ વિલાયતી સિંગબને મ-
ળતી આવે એવી છત્રીઓ થાયછે. હવે કોઈ એવી જાહે-
ર ખબર આપેકે ઝીણા સળીઆનો નાજુક ધુપીઆછત્રી
બનાવે તેને આટલું ઈનામ મળશે. છત્રીઓ બનાવ-
નારને આવાં ઈનામની ખબર પડવી જોઈએ, અને તે-
મને કોઈ ઉશ્કેરનાર તથા યુક્તિ બતાવનાર મળી આવે
તો તેમાંથી એવા કોઈ પણ કારીગર નિકળી આવેકે જે
ધુપીઆછત્રી બનાવવામાં ફતેહ મેળવે. પછી દેશી દુકા-
નવાળા એવા કારીગર પાસે પુષ્કળ છત્રીઓ તૈયાર કરા-
વી પોતાને ત્યાં વેચવા રાખે તો એ બાબતનો વેપાર
ચાલુ થાય. દેશી આંકણીઓ સઘળે ઠેકાણે ખરાદીઓ
બનાવેછે, પણ તે ગમે તેટલી લંબાઈની ને બેડોળ હો-
યછે. પરંતુ તે અમુક લંબાઈની અને સફાઈદાર બનાવી
તે ઉપર વારનાશનો હાથ મારવાનું કામ કાંઈ મુસ્કેલ કે બ-
હુ ખરચવાળું નથી; તેમ થોડું વધારે મૂલ આપવાનું ક-
હેથી એવી આંકણીઓ ખરાદી લોકો નહીં ઉતારે એમ
પણ નથી; વળી આપણે અહીં લાકડાં ને મજુરી એટલી
સસ્તીછે કે અહીંની આંકણીઓ પરદેશી કરતાં મોંઘી પડી

જાય એમ પણ નથી, પરંતુ આવું કરાવાની મેહેનત લેનાર ને પૈસા ખરચનાર કોણછે. ઠેકાણે ઠેકાણે રંગ ચઢાવેલી ને કાંગરા કે ભાત પાડેલી હાથમાં ઝાલવાની લાકડીઓ થાયછે, પણ આપણા જવાનીઆને રંગ વગરના સાદા ઢેકા ઢેયાવાળા એ ડોળ ધોક્કાજ પસંદ પડેછે તો તેવા ધોક્કા પેલી રંગીત ઉતારેલી લાકડીઓ કરતાં ઓછે ખરચે તૈયાર થઈ શકે એમછે. પ્રથમ ભાગમાં ઢાંસર અથવા ધુમસના લાકડાની એવી લાકડીઓ બની શકેછે એ વાત જણાવ્યા પછી તેનો કેટલો મોહોળો ઉપયોગ થઈ ગયોછે એ જોઇ વાંચનારને આશ્ચર્ય લાગશે. જ્યાં જ્યાં એ વેલા પુષ્કળ થાયછે, અને જ્યાં એનો ઉપયોગ લાકડીઓ બનાવવામાં થઇ શકે એમ લોકોના જાણવામાં આવ્યુંછે ત્યાં નાનાં છોકરાં વટીક એની લાકડીઓ બનાવી હાથમાં ઝાલતાં જોવામાં આવેછે. હોળીના તેહેવારની લગભગ અમે એક ગામડું પસાર કરતા હતા-તે વખતે સેંકડો છોકરાંના હાથમાં વાંકી આંકોડી જેવા હાથાની પીળી લાકડીઓ અમે જોઇ. અમે ધાર્યું કે હોળીના તેહેવારછે તેથી દડા રમવા સારૂ છોકરાંએ ગેડીઓ બનાવી હશે, પણ તજવીજ કરતાં જણાયું કે તે સર્વે હાથમાં ઝાલવાની ધુમસની લાકડીઓ હતી. લોકો ઢાંસરનો વેલો લાકડી કરતાં આસરે દોઢી લંબાઇનો કાપી લાવી ઘાસમાં બાળેછે, અને પછીથી લગભગ પોણા ભાગથી ગોળવાળી વધારાનો ભાગ કાપી નાખેછે, એટલે જોઇએ તેવો ગોળ હાથો થઇ રેહેછે. ઉપરની છાલ છોલી નાખેછે; એટલે માંહેથી પીળો રંગ નિકળેછે. એ ઉપર વારનીશ દે તો વિલાયતી જેંટલમેનને ઝાલવા લાયક લાકડી થઈ રહે. વધારે છેડો રાખી વાળવાનું કારણ એજ કે તેથી સારો ગોળાકાર થાય. એ લા-

કડી જેટલો સોટો લાવી વચેથી વાળે તો કેટલોક ભાગ નકામો કાપી નાંખવો પડેછે તે બચે, પણ આપણે અહી લાકડાંની ક્યાં કીમત બેસેછે કે લોકો બચવાની વાત પર લક્ષ આપે! ઉના પાણીમાં કે વરાળમાં ગરમ કરવાથી લાકડી સારી પેઠે વળી શકે અને કોઇ કોઇ ઠેકાણે બળીને ચાઠાં પડી જવાની ધાસ્તી ન રહે. ઢાંસર કાઠીઆવાડ શિવાય ગુજરાતના ઘણું કરીને તમામ ભાગમાં થાયછે. નવસારી તરફ ને મધ્ય ગુજરાતમાં એનો ઉપયોગ લાકડીઓ બનાવવામાં પુષ્કળ થએલોછે, તથાપિ હજી કોઇ કારીગરોનું લક્ષ ખેંચાઇ તેને વેપારના કામમાં લેવાનું બન્યું નથી. કાઠીઆવાડમાં પણ ગીરની બીજી ઝાડીમાં તે પુષ્કળ થાય છે, અને ત્યાંના લોકો તેને બીજા નામથી ઓળખેછે. પ્રાચી આગળ જે વેલા મારા જોવામાં આવ્યા, તે ચરોતરની ઢાંસરને હઠાવે એવા મોટા ને જાડા હતા. કેટલાકની જાડાઇતો ઝાડની જાડાઇની બરોબર હતી. મારા એક દોસ્તદારે કુતીઆણામાં મને એક ગીરમાંથી આણેલો ઢાંસરનો ધોકો આપ્યો તે દેશી છે એવું અનુભવ ન હોયતો માણસ ભાગ્યેજ માની શકે. તેણે એક આખો વેલો કાપી લાવી તેના ત્રણ જાડા લઠ બનાવેલા હતા. રાયણના લાકડાના ધોકા સારા સસ્તા ને સહેલી રીતે થઈ શકેછે. ચરોતરમાં એ ઝાડની ખોટ નથી અને વીસનગરથી કપડવંજ તરફ આવતાં અમે એ ઝાડની લતા એટલી ઘાડી જોઈ કે તેવી બીજે કોઈ ઠેકાણે અમારા જોવામાં આવી નહોતી. ઝાડે ઝાડે અમે સ્વાભાવિક રીતે વળી રહેલી લાકડીઓ જોતા ને કાપી લેવાનું મન કરતા. કેટલીક કાપી પણ ખરી—

જેને આપણે અબનુસ કહીએ છીએ તે ગીરની ઝાડીમાં

જથાબંધ મારા જોવામાં આવ્યું. એ કાંઈ નહીં પણ ટી-
મરૂનો વચલો ગરછે, "તમરવાં" જાતનાં ફળ ઘણાના
ખાવામાં કે જોવામાં આવ્યાં હશે તે એજ ઝાડને થાયછે.
એ ઝાડ સુરત જીલ્લામાં ને ગુજરાતના ઘણાખરા ડુંગરી
ભાગોમાં થાયછે, તથાપિ ગીરના જેવાં મોટાં બીજે ઠેકાણે
જવલેજ હોયછે. એ ઝાડનું લાકડું પોચું ને ધોળુ હોયછે,
પરંતુ તેની અંદર કાળો સીસમ જેવો ગર થાયછે તેને
કાઠીઆવાડમાં ટીમરૂનો સાર કહેછે. એના ઉપર ઓપ
ઘણો સારો આવી શકેછે, અને તે મજબુતીમાં સીસમ
કરતાં પણ વધારે છે એમ કહેવાયછે. એની છત ગીરમાં
એટલીબધી છે કે એક ઠેકાણે એક ધર્મશાળાના મેદાનમાં
વપરાયલું સઘળું લાકડું અમે એનુંજ જોયું. ટીમરૂના સાર
ના શુશોભિત પ્યાલા ને દાબડીઓ દીવમાં બનતી મારા
જોવામાં આવી. મેં એક પ્યાલો ખરીદ કર્યો તેની કીમત
અઢી આના બેઠી. દીવમાં ઘણી ભારે જકાત છે તથા
કારીગર સવાયાં દોઢાં નાણાં લેછે, તે ઉપર ધ્યાન આપતાં
આવા પ્યાલા બીજે ઠેકાણે ઉતરાવ્યા હોય તો એથી પણ
સસ્તા પડે. એ પ્યાલાને ચીનાઈ પ્યાલાને ઠેકાણે ચાહ
પીવામાં વાપરીએ તો કેટલો લાભ થાય તે જુઓ. માટીની
પેઠે લાકડું મંદ વાહક છે એટલે ગરમ થઈ જવાની
ધાસ્તી નહીં; એના પર ઓપ એવો સારો આવેછે કે તે
વાપરવામાં હલકા લાગે નહીં; કીમતમાં મોંઘા નહીં
અને કદાપિ સેહેજસાજ મોંઘા જણાય તો તેનું ટકાઉ-
પણું કેટલું. માટીનાં વાસણને સેહેજ ફુટીજવાની જે
ધાસ્તી છે તે આ લાકડાના પ્યાલાને નથી. આવા પ્યાલા
વાપરવાની કેટલાકને રૂચી થઈ આવીછે.—

ટીમરૂના સારની લાકડીઓ, આંકણીઓ, પ્યાલા, ર-

કાબીઓ, રમકડાં, બટન, હોલ્ડર વગરે ઘણી ચીજો થઈ શકે એમછે. ગીરની ઝાડીમાં થતી અરાડભાર વનસ્પતી-માંથી જે જે મારા જોવામાં આવીછે તેનું વર્ણન ને ઉપયોગ જણાવવાને જોઇએ તેટલી જગા નથી, માટે અહીં દૃષ્ટાંત તરીકે એક દાખલો માત્ર આપ્યોછે; એમ છતાં બનતા સુધી જૂદી જૂદી વનસ્પતિની યાદી આવતા ભાગમાં જગા મળશે તો આપવા મારી ઇચ્છાછે.

ઉપર લાકડાંના પ્યાલાની વાત જણાવતાં તેના સંબંધમાં એક વાત મને યાદ આવેછે. હું જ્યારે સિદ્ધપુર પાટણ ગયો, ને ત્યાંના વખણાતા કુંભારોને મળ્યો, ત્યારે તેમને મેં ચાહ પીવાના ચિનાઇને મળતા પ્યાલા ને રકાબીઓ બનાવવા કહ્યું. એક કુંભારે મને ત્રીશ પ્યાલા ને ત્રીશ રકાબીઓ એક દહાડામાં તૈયાર કરી આપી; અને જોડાનો કીમત છ પૈસા લીધો. એ પ્યાલા ઉતરતી જાતના ચિના-ઇ પ્યાલાને મળતા થયા, તથાપિ એટલી કારીગરી કરવાની શક્તિ ને નકલ કરવાની હોંસ હજી આપણા કારીગરોમાં રહીછે એ જોઇ મને બહુ હર્ષ થયો. ચતુરાઇમાં પાટણના કુંભાર ચિનાઈ કે વિલાયતી કુંભારોને વટાવે એવા મને લાગ્યા; કારણ તેમાંના એકે મને માટીનો હુક્કો બતાવ્યો તેની કીમત દશ રૂપીઆ હતી. એ હુક્કામાં કેટલી ચતુરાઇ હોવી જોઇએ તેનો વિચાર તેની કીમત ઉપરથીજ વાંચનાર કરી શકશે. એવા એક હુક્કો ખંડેરાવ મહારાજને ભેટ કર્યો હતો તેમણે ખુશી થઈ રૂ૪૦૦)ની કીમતનાં સોનાનાં કડાં કુંભારને આપ્યાં હતાં. પાંચ રૂપીઆભાર માટી લઇ તેનો એક કુંજો બનાવે તેમાં પાંચ શેરથી દસશેર સુધી પાણી માઇ શકે! આ શું ઓછું નવાઇ જેવું છે? પરંતુ ઉત્તેજન વિના તેઓ ચતુરાઈ ભરેલી કારીગરી છોડીને

હવે તમાકુ ગાંજો ફુકનારને માટે સસ્તી ચલમો ને ગરીબ લોકનાં છોકરાંને માટે રમવા લાયક હલકાં પાઈ પૈસાનાં રમકડાં બનાવવા પાછળ વધારે મંડયા છે. તેઓની બનાવટમાં બે ત્રણ ખામીઓછે તે સુધારવા તેઓ આતુર છે, પણ તેમને બતાવનાર કોણ મળે? જે માટી તેઓ વાપરે છે તે સાધારણ કુંભારો વાપરેછે તે કાંપ જેવી કાળી માટી છે. એને ઠેકાણે બીજી ચઢતી જાતની માટી વાપરવા તેમને સમજુત આપી, ત્યારે તેઓ કહેવા લાગ્યાકે અમે તે કયાંથી ને કેવી રીતે મેળવીએ. અમે જાતે પૈસાદાર નથી. સામાનને ઓપ ચઢાવી પકવવા સારૂ જમ.ન પર બ જા કુંભારોનો માફક નિમાડો ગોઠવી સળગાવે છે તેથી ઓપનો રસ સામાનની બેસણીઓ જમીનને અડેલી હોયછે તેથી ત્યાં ઉતરી શકતો નથી કદાપિ પ્રથમ બેસણીએ લગાવે તો ધૂળ અડવાથી ખરાબ થઈ જાય. આ ખામી સુધારવા લોઢાની જાળી બનાવા તે ઉપર વાસણો પકવવા કહ્યું ત્યારે તેમણે વળી પૈસાની હરકત બતાવી. ઉંચી જાતનો ઓપ દેવાની ક્રિયા અમને માલમ નથી એતો તેઓ સ્પષ્ટરીતે કબુલ કરેછે અને તે શિખવાને બહુ આતુરતા બતાવેછે. ચીનાઇ માટીના શાહી ભરેલા ખડીઆ આવેછે અને તે જ્યાંને ત્યાં હાલ સાધારણ થઈ ગયાછે. એવા ખડીઆ અથવા એમનું કામ ચલાવે એવા ખડીઆ પાટણના કુંભારો બનાવવાનું અને સસ્તી કીમતે વેચવાનું માથે રાખેછે, પણ સરત એટલીજ કે આવા પુષ્કળ ખડીઆ ખરીદ થવા જોઇએ. દેશી માલની દુકાનો કાઢનારા અને સભાઓ વાળાનું આ તરફ લક્ષ જાય તો ચાહ પીવાના પ્યાલા, રકાબીઓ, ને શાહી રાખવાના ખડીઆ પાટણથી પુરા પડી શકે. એનો સાથે એ લોક અથાણાની મજેની બરણીઓ બ.

નાવી શકેછે. પાટણમાં સિંદુર વગેરે ચીજો ઉપર વધારે જકાત હોવાથી હાલ એ બરણીઓ ચીનાઈ જેટલી કીમતે અથવા જરા મોંઘી થાય પરંતુ જથાબંધ વેપાર ચાલવાથી તેઓ સસ્તી કીમતે વેચી શકાય એમ લાગેછે. જાળી વાળી ભઠ્ઠી કરવાનું ઘણું ખરચ નથી. થોડા રૂપીઆની મદદ કોઈ ગ્રહસ્થ એ કુંભારોને આપે તો હાલના કરતાં ચઢતી જાતના વાસણો થઈ શકે એમાં સંશય નથી. તરેહ તરેહના વાસણ રમકડાં ને જાદુઈ સામાન એ લોક માટીનો બનાવેછે. તેની યાદી આગલા ભાગમાં આપીશ. માટીનાં આવાં વાસણ બનાવનાર કુંભારનાં ઘર પાટણમાં થોડાંજ છે, અને તે સૌ એક બાપની પ્રજા છે. હાલનાં કુંભારથી પાંચ સાત પેઢીએ ઓતમ કરીને થઇ ગયો. તેણે આ વાસણ કરવાની યુકિત ખોળી કાઢી કહેવાય છે. તે ઘણો નકલી ને અકલમંદ હતો એમ વાત ચાલે છે. અમે જ્યારે વનરાજના વસાવેલા પ્રાચીન પાટણનું ખંડેર જોવા ગયા, ને આમથી તેમ શોધ કરતા ફરવા લાગ્યા, ત્યારે કેટલાક ચિનાઈ વાસણના કડકા અમારે હાથ લાગ્યા. એમાનાં કેટલાક હાલ જેવા પાટણના કુંભાર વાસણ બનાવેછે તેના જેવા પણ જૂદી જાતની માટીના બનાવેલા હતા. કેટલાકપર ઓપ ચઢતી જાતનો હતો, ને એક કડકો તો અમારે હાથ એવો લાગ્યો કે તે આબેહુબ ચિનાઈજ અથવા તેથી પણ ચઢતી જાતનો હતો. વળી એક માણસ ઘર કરાવતો હતો તેને મથોડા કરતાં વધારે નીચે ખોદતાં એક આખી બરણી હાથ લાગી હતી. આ ઉપરથી અનુમાન થઇ શકે કે ઓતમ કુંભારે યુકિત શોધી કાઢી તે અગાઉ ઘણાં વર્ષ પેહેલાં એવાં વાસણ બનાવવાનું કામ જુના પાટણમાં જાણીતું

હતું. કદાચ આ કુંભારે અસલના ભાગેલા નમુના જોઈ તે ઉપરથી તેવાં વાસણ કરવાની યુક્તિ શોધી કાઢી હોય, કદાચ ચિનના જેવાં ઉંચી જાતનાં વાસણ પણ ગુજરાતના પુરાતન પાયતખ્તના કુશળ કારીગરો બનાવી જાણતા હોય; અને જે માટી ભાવનગર, જુનાગઢ, નવાનગર, પોરબંદર ને થાનના રાજમાં તથા ડાકોર વગેરે ઠેકાણે મળી આવેછે તે જો આવાં વાસણ બનાવવામાં અજમાવી જોવાય તો ઠીક પડે. ડાકોરની ખડી જેવી પીળચટી માટીના ખડીઆ એક ગ્રહસ્થે ત્યાં બનાવી જોયા હતા, એ ઉપરથી ખાત્રી થાયછે કે સારો વેપાર ચાલી શકે એટલા ખડીઆ બનાવવાનું કારખાનું ત્યાં કાઢી શકાય.

જુનાઘઢ તાબાનું એક ઉના કરીને ગામછે ત્યાંના છીપા કાપડ છાપવાનું કામ સારૂં જાણેછે. હાથમાં ઝાલવાના લાખો રૂમાલ ત્યાંથી છપાઈ તૈયાર થઈ અરબસ્તાન જંગબાર વગેરે ઠેકાણે જાયછે. આ વાત આપણામાંના કેટલા થોડાના જાણવામાં છે? પરદેશમાં આપણો માલ વપરાય ને વખાણાય ત્યાં સુધી આપણી પડોશમાં થતા પદાર્થોથી આપણે અજ્ઞાન રહીએ અને કહીએ કે હાથમાં ઝાલવા છાપેલા રૂમાલ આપણા દેશમાં થતા નથી, એ કેવું નવાઇ સરખું છે?

અરબસ્તાન વગેરે પરદેશી લોકોને અને આપણે અહીનાં ગરીબ લોકોને તો તે પસંદ આવે, કેમકે કીમતમાં તે ઘણા સસ્તા ને દેખાવમાં ખરાબ નથી હોતા; પરંતુ આપણા શોખી જુવાનોને તેની સફાઇ કે કોરની બારીકાઇમાં ખામી જણાય, ને તેથી તે પસંદ પડે નહી. એ માટે એ રૂમાલને ચઢતી જાતનાં કરવા સારૂં કારીગરોને બોલાવી સમજુત કરીને તેને માટે કેવું બીબું કરવું ને કેમ છાપવું

તથા કેવાં કપડાં ઉપર છાપવું તે સૌ બતાવ્યું; પણ નવાં ધાતુનાં બીબાં કરવામાં ને અજમાવી જોતાં નુકશાન થાય તેનું કેમ કરવું એ સવાલ રહ્યો; કારીગરો એવી હાલતમાં ન જણાયા અથવા તેઓ એવા હોંસીલા ન માલમ પડ્યા કે તેઓ આવાં સુધારાનાં કામમાં સેહેજસાજ ખરચ કરે. જુનાગઢ જતાં ત્યાંના એક સમજુ અધીકારીને મેં આ વાત કહી ને કારીગરોને રાજ તરફથી કાંઇ ટેકો મળવા વિનંતિ કરી એટલે તેમણે આ પોતાનાં રાજ્યને તેમજ લોકોને લાભકારક વાત જાણી મદદ કરવા એકદમ ત્યાંનાં વહીવટદારને લખ્યું. નવાં બીબાં કરવાનું કામ ચાલેછે ને થોડી મુદતમાં સારા રૂમાલ તૈયાર થશે એમ પાછળથી સમાચાર પણ મળી ચુક્યાછે.

કચ્છ તાબાના અંજાર ગામમાં એક લુવાર ઉંચી જાતના વિલાયતી જેવાં ચાકુ બનાવી શકેછે, એવી ખબર એક મારા મિત્રે મને કરી, અને તેનું બનાવેલું એક મોટું ચાકુ મને બતાવ્યું, તે ઉપરથી મારી ખાત્રી થઇ કે એ લુવાર મંડ્યો રહે તો અંતે ચઢતી જાતના વિલાયતી ચાકુ બનાવવામાં ફતેહ પામે. તે ઉપરથી તે મિત્રને મેં કેટલાંક સારાં ચાકુ તૈયાર કરાવી મોકલી દેવા લખ્યું. તૈયાર થયલાં ચાકુ આવ્યાં તે સારાં ને નાજુક હતાં, તથાપિ તેમાં જે જે ખામીઓ જણાઈ તે લખીને સુધારવા સૂચના કરી. તે મિત્રના મેહેનત, ઉસ્કેરણી ને દીધેલી લાલચથી લુવારે મંડ્યા રહી બે ચાર વાર અજમાશ કરી પોતાની બનાવટમાં સારો સુધારો કર્યો. આ પ્રમાણે કેટલીક મુદત સુધી પોતાનું કામ ચુકી મેહેનત કરી તેનો બદલો તેને મળે નહીં તો તે સ્વભાવિક રીતેજ નાઉમેદ થઇ જાય, ને આગળ કામ કરતાં અટકે; માટે તેને કાંઇ યોગ્ય બદલો મળવા ત્યાંના ચંચળ દિવાનજી સાહેબ તરફ મેં

અને તેમના એક બીજા મિત્રે ભલામણ કરી, અને લુવા-
રને કેટલાંક ઉંચી જાતનાં ચાકુ જાતે જઈ તેમને ભેટ
કરવા જણાવ્યું. તે પ્રમાણે કરતાં સઘળા દરબારના અ-
ધિકારી ચાકુ જોઈ ખુશ થયા, ને લુવારને સેલાં પાઘડી
તથા કેટલાક રોકડા દામ સરપાવમાં મળ્યા તથા પોતાના
રાજકાજમાં એના ચાકુ ખરીદવા જણાવ્યું. વડોદરામાં
તથા રાજકોટમાં એના ચાકુ સંખ્યાબંધ લેવાની ભલા-
મણ થઈ કારીગર હોંસથી ઘણા ચાકુ બનાવવા લાગ્યો,
અને દિવસે દિવસે તેમાં સુધારો પણ કરતો રહ્યો. એ
ચાકુની સૌથી વધારે ખૂબી એ છે કે તે વિલાયતી કરતાં
બમણા ત્રમણા સસ્તા પડેછે. હાથથી બનેલી ચીજ સં-
ચાના કરતાં મોંઘીજ પડે એવું જેઓ માનતા હશે તેમની
આ ચાકુથી ખાત્રી થશે. એવું માનનારા ચીજો મોંઘી
પડવાનાં જે કારણો આપણા દેશમાં ખાસ છે તે ઉપર
અને પરદેશથી સંકચે બની આવતા માલ ઉપર જે અ-
નેક નફા ભાડાં ને કર ચઢેછે તે ઉપર પુરતું લક્ષ આપતા
હશે એમ લાગતું નથી. કુંડલા કારીગરીવર્ધક સભાનાં
ચંચળ સેક્રેટરીની મેહેનત અને ખંતથી ત્યાં કેટલીક
જાતનું નવું ને ઉપયોગી કાપડ તૈયાર થવા લાગ્યુંછે. વિ-
લાયતી જેવું અથવા તેને ઠેકાણે વાપરી શકાય એવું કા-
પડ તૈયાર કરવાની લાંબી મુદત પેરવી કરવાથી વાંઝા
(વણકર) લોકને ઉસ્કેરી ઉભા કરવાથી, તથા પ્રથમ સભા-
ના ખરચથી કેટલીક વધારે મજુરી આપવાથી કેટલાક
સારા નમુના તૈયાર થયાછે. એમાં ચોખાની ને દોરીઓ
આપણને વધારે પસંદ પડે એવુંછે. એ કાપડ ધોવડાવવાના
કામમાં એટલી સાવચેતી રખાયછે કે તે જાણે વિલાયતી
સંચાની મારફત ધોવડાવ્યું હોય એવું લાગેછે. કાશમી-

રને બનાતના જાડા ડગલાને ઠેકાણે કામ આવે એવું કાળા રંગનું દોરીઆ ભાતનું કાપડ એ સભાએ બગસરેથી તૈયાર કરાવી મંગાવ્યુંછે તે ડગલાની બાબતમાં આપણી ઘણી ખોટ પુરી પાડે એવુંછે. એવું કાપડ વધારે વણાય ને જથાબંધ ખપે એમ થવાની હવે ખરેખરી જરૂરછે. જ્યારે હું કુતીઆણે ગયો ને ત્યાનું કાપડ જોવા વાંઝા લોકને બોલાવ્યા ત્યારે એક કાપડમાં કેટલીક ફેરફાર કરી ડગલાનાં કામમાં આવે એવું તૈયાર કરવા તેમને સમજાવ્યા અને તે કામ પાર ઉતારવા ત્યાંના હોંસીલા અધીકારીઓને ભલામણ કરી તે ઉપરથી ત્યાં એવાં કાપડનું એક થાન તૈયાર થઇ ચુક્યું છે.

અમદાવાદના આગેવાનોએ કેટલીક જાતનું અંગરખાંને તથા બદનને લાયક ઝીણું કાપડ તૈયાર કરાવવાની મેહેનત લીધી તેમાં તે ફતેહ પામ્યા છે. અને મલમલ, દોરીઓ, ચોખાંની જેવું કાપડ ત્યાં તૈયાર થવા લાગ્યુંછે, એથી કેટલીક જાતનું ઝીણું કાપડ મેળવવામાં જે આપણને હરકત લાગતી હતી અને જેના વગર હાલના શોખને ચાલે એમ નહતું તે હરકત કેટલેક દરજ્જે દૂર થઇછે. વડોદરામાં કેટલાક સ્વદેશાભિમાની પુરૂષો ઝીણું કાપડ વણાવેછે અને તેવીજ મેહેનત નવાનગરમાં પણ લેવામાં આવી છે. ત્યાંની ભરૂચી અંગરખાં અને પેહેરણનાં કામમાં બરાબર આવી શકે એમ છે. નવાવગરમાં કેટલીક વિલાયતી જેવી ચીજો બનાવી તૈયાર કરાવવાનો પ્રયત્ન રા. જગંનાથ ઇચ્છારામ જેવા અધિકારી જાતે કરેછે. હાથીદાંતના ને લાકડાંના હોલ્ડર, બટન, દાબડાઓ, દવાખાનાની દેશી પેટી (મેડીકલ ચેસ) વગેરે અનેક ચીજો રાજકોટના પ્રદર્શનમાં મુકવા સારૂ પોતે તૈયાર કરાવેછે. ઘેર

ખરાદીને કારીગર બેસાડેછે, પોતે જાતે દેખરેખ રાખે-
છે, કેમ કરવું ને કેવી રીતે ખોડ સુધારવી તે પોતે કા-
રીગરોને બતાવેછે. નાની હથોડી સાણસી વગેરે કારીગરોના
ઓજારની પેટી પોતેજ રાખેલી છે, ને તેનો ઉપયોગ પોતે
હાથે પણ કરવા વખતપર બેસી જાયછે. આપણી પાઘ-
ડીઓ ભારે ને બાંધવામાં કડાકુટ ભરેલી હોવાથી તેના
પર તેમને ઘણી મુદત થયાં કંટાળો હતો, વિશેષે કરીને
જેમને કાઠીઆવાડમાં જવું પડેછે તેમને પાઘડી બાંધી
આપનાર મળી નહીં આવવાથી પોતાની પાઘડી પર કંટા-
ળો આવ્યા વગર રહેતો નથી. તેમની એવી ઇચ્છા હતી
કે પારશીઓની પેઠે આપણી પાઘડીનાં પણ ખોખાં થાય
તો સારૂં. દક્ષિણમાં એક જાતનાં એવાં ખોખાં થાયછે, પણ તે
ગ્રહસ્થો વાપરી શકે એવાં હોતાં નથી. આ ઉપરથી રા. જગ-
નાથે કેટલીક મેહેનત ખોખાં તૈયાર કરવા પર લીધી અ-
ને અંતે તે એ કામમાં ફતેહ પામ્યા. જે પાઘડી તેમણે
પેહેરેલી મારા જોવામાં આવી તેથી હું ખરેખર હેરત-
રાયો હતો; કેમકે તે તમામ ઉંચી જાતના ગુલાબી રંગના
રેશમી કપડાની ને મજેના ઘાટથી બાંધેલી જણાતી
હતી, તેથી મેં ધાર્યું કે તે સો બસેં રૂપીઆની ઉંચી પાઘડી
હશે. પણ વાત કરતાં માલમ પડ્યું કે તે પાઘડી નહિ
પણ ખોખુંછે ને તે સો બસેંની નહિ પણ દશ બારની
કીમતનો છે. ફકત તેમાં ત્રણ ચાર ગજ રેશમી ઉંચી
ગજીઆણી અને ત્રણ ચાર રૂપીઆની કીમતનો ટુંકા
પનાનો તોરો જોઇએ છીએ અને તેને તૈયાર કરતાં ખરા-
જાત એક રૂપીઓ થાયછે.

ગોરની પ્રદિક્ષિણા કરી રહ્યા પછી ગિરનારની જાત્રા
કરી હું જુનાગઢ છોડવાની તૈયારીમાં હતો ત્યારે મને મા-

-લમ પડ્યું કે રા. નરસિંહપ્રસાદભાઇએ કેટલાક નમુના-
નો સંગ્રહ કરેલોછે. એ નમુના જોઇને હું એટલો મોહિત
થયો કે તે દહાડે મેં જવાનું માંડી વાળ્યું અને રાતે
ઉજાગરો કરીને એ ઉપયોગી સંગ્રહસ્થાન તપાસ્યું. વિશે-
ષે કરીને તેમાં વનસ્પતિને ખનીજનો સંગ્રહ ઘણો હતો.
મેં જે વનસ્પતિ વગેરેની નોંધ ગીરમાં અને ગીરનાર
પર લીધી હતી તેનો મુકાબલો કરવાની અને ઘણી નવી
ચીજો જોવાની મને ત્યાં તક મળી એથી હું બહુ રાજી
થયો. જુદી જુદી જાતનાં લાકડાંના કડકા ઉપર નામ
સાથે ગોઠવેલા હતા. જુદી જુદી વનસ્પતિનાં પાદડાં કે
કંઠીઓ પુઠાના જાડા કાગળ પર એવી સાવચેતીથી પરો-
વીને રાખેલાં હતાં કે તે આખાંને આખાં સચવાઇ ર-
હ્યાં હતાં. તળે દરેકનું નામ, ઠેકાણું ને જ્યાં જ્યાં બની
શક્યું ત્યાં ત્યાં તેનો ઉપયોગ પણ લખેલોછે. વળી કેટલેક
ઠેકાણે તો તેને સંસ્કૃતમાં શું કહેછે તે જણાવવાનો પણ
યત્ન કર્યો હોય એમ જોવામાં આવ્યું.

રાજકાજના અને સંસારી અનેક કામમાં ગુંથાય-
લા સુખી ગ્રહસ્થો આવા કામમાં હોંસથી મેહેનત લેવા
લાગ્યા એ કાંઇ જેવી તેવી વાત નથી. સત્તાધારી અ-
ધિકારીઓ જ્યારે લક્ષ આપશે અને મેહેનત કરશે ત્યારે
આ કામમાં ઘણી ફતેહ મળવાની એમાં સંદેહ નથી. આ-
વા સુખી ગ્રહસ્થોના દાખલા જોઇ આપણે કેટલા શર-
માવું જોઇએ. આપણે એમના કરતાં કેટલું વધારે કરવા
તનનો અને મનનો ખર્ચ કરવો જોઇએ. વનસ્પતિને
ખનીજ પદાર્થોના સંગ્રહ કરવામાં નાણાં બેસતાં નથી
એતો સ્પષ્ટછે. વળી એવો સંગ્રહ કેટલો ઉપયોગી છે એ-
પણ આપણે જાણીએ છીએ. હોલડર, બટન જેવી હજાર

કીમતની ચીજો બનાવવામાં પણ ઘણું ખરચ લાગી જાય એમ કાંઈ નથી. પણ એવાં કામમાં હોંસથી લક્ષ આપવું અને ધીરજથી મંડ્યા રહેવું જોઇએ. ઉપર જે દૃષ્ટાંતો જરા વધારે વિસ્તારથી વર્ણવી બતાવ્યાછે તેનો હેતુ એ છે કે માણસ ધારે અને મેહેનત લે તો અનેક ચીજોમાં ફેરફાર કરી તેને હાલના શોખને અનુસરતા કરી શકે તથા અનેક નવી ચીજો પેદા કરી પરદેશી ચીજોની સાથે હરીફાઇ કરાવી શકે.

૮. આપણો દેશ હજી એવી અધમ સ્થિતિમાં આવી નથી પડ્યો કે તેમાંથી કસબને કારીગરી બિલકુલ હડતાઇ ગયાં હોય. જેવા શરીર બળને જુસ્સાના સદગુણમાં આપણા લોક નબળા થયાછે, તેવા બુદ્ધિબળ ને કારીગરીમાં હજી તેઓ નબળા પડ્યા નથી. તેઓની કસબ કારીગરી ઉતરતી થતી ચાલીછે તથાપિ ઠેકાણે ઠેકાણે હજી એવા હુનરીઓ મળી આવશે કે જેઓ નમુના પ્રમાણે ઘણીક ચીજ કરવાને શક્તિમાન હોય, અને કેટલેક ઠેકાણે તો એવા બારીક હુનર જોવામાં આવે છે કે તેવા ચઢતી જાતની કળાકૌશલ્યવડે પણ પરદેશમાં થઇ શક્યા નથી. કારીગરો આળસુ ને હોંસ વગરના થઇ ગયાછે, ને તેમને અમે ઘણું સમજાવી નવા નવા પદાર્થો તૈયાર કરવા આપીએ છીએ પણ તેમના વાયદા ને આળસથી અમે કંટાળો પામીએ છીએ. એવી બુમ ઘણે ઠેકાણેથી આપણે સાંભળીએ છીએ. કારીગરો આળસુ ને હોંસ વગરના થયાછે એ વાત ખરી, પણ તેમાં વધારે વાંક તેઓનો નથી. તેમને એવા કરવાનું એક મોટું કારણ આપણો પરદેશી માલ ઉપર શોખછે, તેમને મળતું ઉત્તેજન એથી ઓછું થયુંછે, તેમની કારીગરીની બૂજ કરનાર થોડાજ

રહ્યાછે, તેમના ઝીણા કસબની ખપત ભાગ્યેગેજ થાય-છે, અને તેમને લોકો તરફથી ઉસ્કેરણીને ઉત્તેજન ક્વ-ચિતજ મળેછે, એટલે તેઓ આળસુ થાય, હોંસવગરના જણાય, અને હલકી જાતનો સામન તૈયાર કરતા થાય એમાં નવાઇ કાંઇ નથી. પરંતુ જેઓ દેશની ઉન્મતિ જોવા ચહતા હોય તેમણે આ બનાવથી નિરાશ થવું જોઇતું નથી. તેઓ સારાજ રહ્યા હોતતો આપણે આટલું ધ્યાન આપવાનું ને મેહેનત કરવાનું કારણ પણ ભાગ્યેગેજ મ-ળત. આળસુને ઠેકાણે આણવા હોય તો આપણે એવડો હોંસને ધીરજ રાખવી જોઇએ. કંટાળવાનું કામ નથી. વળી તપાસ કરીશું તો આપણી ખાતરી પણ થશે કે આ-પણે તેમને જેવા આળસુ ને હોંસવગરના ધારીએ છીએ તેવા તેઓ નથી. આપણી હોંસથી ને મંડ્યા રહે-વાથી તેઓ જાગૃતિમાં આવશે આપણી ઉસ્કેરણીથી તેઓ થોડા ઘણા પણ ઉસ્કેરાશે, અને આપણી લાલ-ચથી તેઓ જરૂર લલચાશે. આપણને કેટલાક તો એવા કારીગર મળી આવશે કે તેમના કસબની બૂજ કરનાર મળી આવ્યા એટલાજ કારણથી તેઓમાં નવી હોંસ પેદા થશે; અને તેઓ આપણા શોખને અનુકુળ આવે એવી ચીજો તૈયાર કરી આપશે. આંતરસુંબામાં અસલ-થી છરા છરીઓ ને લોઢીઓ થાયછે. છરા બહુ ઉંચી જાતના ને દેખાવડા થતા નથી તેનું કારણ એ કે તેવા છરાના ગ્રાહક નથી. ત્યાંના છરા ઉંટનાં ઉંટ ભરાઇને સિંધ તરફ જાયછે, માટે સિંધના લોકોને પસંદ પડે તેવા છરા તેઓ જથાબંધ બનાવેછે. પાટણવાડાના માજી મુખા-એ ઉંચી જાતના છરાને તલવારો બનાવી આપવાની એ ગામના કારીગરોને આશેશ બતાવી એટલે તેમણે સુંદર

જેવર (ફુલ) પડેલા શોભીતા ઘાટના ને પાણીવાળા છરા તથા તલવારો બનાવી આપી. પાટણના મુનસફની આ-ગ્રેશથી ત્યાનાં લુહારોએ એવોજ સામાન તૈયાર કરી આ-પ્યો હતો. જે તલવાર અગીઆર રૂપીઆમાં તેમણે ક-રી આપી તેની કીંમત એક સાહેબે પચીશ રૂપીઆ કરી. કહેવાની મતલબ એ છે કે જો આપણે ઇચ્છા બતાવીએ, ને ગ્રાહક થઇએ તો કારીગરો પદાર્થો બનાવી તો આપેજ પછી તેમાં ધારેવા કરતાં કદાપિ વધારે વાર થાય. વાર ઓછી કરવી હોય તો આપણે જાતે તેમને ત્યાં આંટા ખાવા ને તેમને વારેવારે ટોકવા. વાયદા કરવાની ટેવ એથીજ ઓછી થવાની.

આપણા કારીગરો ઘણું કરીને નવું નવું બનાવવા પર લક્ષ આપતા નથી. માલ ખપશે કે નહીં તેની તેમને ખા-ત્રી હોતી નથી, નવું કરવાને તેમની પાસે પુરતાં સાધનો કે પૈસા હોતા નથી, અને કદાશ નવું તૈયાર કરવામાં જે બુદ્ધિબળ જોઇએ તે વિદ્યાની ખામીને લીધે તેમનામાં હોતું નથી. આ હરેકતો દૂર કરવાનું કામ આપણે માથે આવી પડ્યું છે. લોકોમાં ખપ જાગશે એટલે માલ નહીં ખપવાના ધાસ્તો તેમને રહેશે નહીં. સાધન કે પૈસાની મદદ આપણે તેમને યથાશકિત કરવી જોઇએ. કેટલીક વારતો ફકત થોડા પૈસાથી તેમને આવી મદદ મળી શકે છે તેની સાબીતિમાં આપણે ઊનના રૂમાલ સંબંધી અને પાટ-ણના પ્યાલા રકાબીઓ વિષે આગળ કહી ગયા છીએ. નવી ચીજ કેમ કરવી અથવા તેમાં શું શું આવવું જોઇએ એની માહીતિ કારીગરીમાં ન હોય તો આપણી શકિત પ્રમા-ણે આપણે તે બતાવી આપવું જોઇએ. આપણામાંથી થોડાનેજ એવું જ્ઞાન હોયછે પરંતુ જેમને જ્ઞાન હોય તેમ-ણે એ કામ ઉઠાવી લેવું જોઇએ અને બીજા વિદ્વાન

લોકોએ એવા પ્રકારનું ગ્નાન મેળવવા યત્ન કરવો જોઇએ. અંગ્રેજીમાં હુન્નર કારીગરી ઉપર પુષ્કળ ગ્રંથો છે તે વાંચવાનું અને તે પ્રમાણે થાયછે કે નહીં તે અજમાવી જોવાનું ફક્ત અંગ્રેજી ભણેલાથીજ બની શકે એમ છે. અજમાશ અથવા પ્રયોગો કરી જોવામાં કારીગરો આપણને તેમના વિશેષ અનુભવવડે ઘણા ઉપયોગી થઇ પડશે. આપણીને તેમની એકત્ર મેહેનતવડે આપણે ઘણા કામમાં જરૂર ફતેહ પામીશું, માટે આવી જાતની મેહેનત આપણે હોસથી કરવી જોઇએ. જે ભલામણ ગુજરાત શાળાપત્રના વિદ્વાન એડિટરે પોતાનાં પત્રમાં આપણી સભાઓને કરીછે તે યથાર્થ છે. આપણે પ્રયોગો કરવા અને જાહેર સભાઓમાં તે કરી બતાવવા; એમાં જે કાંઇ ખરચ થાય તે સભાએ ઉપાડી લેવું. આથી સભાનું કામ જાગૃતીથી ને ઉપયોગી રીતે ચાલ્યું જશે એમાં શક નથી. આ વિષે પ્રોફેસર દાદાભાઇ નવરોજજી મારા એક દોસ્તદારને ખાનગી પત્રમાં જણાવે છે કે "આવી બાબતોમાં તમે તમારી ધારણામાં ફતેહ પામો ત્યાંસુધી તમારે કેટલાક પ્રયોગો જાતે કરવા પડશે. આમાં ઘણી હરકત રહેલીછે; વિશેષ હરકતો સાધન અને નિષ્ફળતાની છે; અને જ્યાં સુધી આવાં કામ માથે લેવામાં નઆવે ત્યાંસુધી નવા ઉદ્યોગ દેશમાં દાખલ કરવાના અને જુનાં સુધારવાના કામમાં ફતેહ પામવાની આશા આપણે રાખી શકતા નથી." આ સલાહ કેવી ઉપયોગીછે? એના બોલે બોલ યાદ રાખી આપણે આપણી ફરજ બજાવવી જોઇએ. કારીગરોમાં ભટકવું અને તેમની જોડે બેસવું ને કામ કરવું એમાં આપણે નાનમ સમજવી ન જોઇએ. એથી આપણે કંટાળવું નહીં. "આપ મુવા વગર સ્વર્ગે જવાતું નથી" માટે કેટલુંક કામ આપણે જાતે પણ કરવું જોઇએ.

કારીગરોની હરકતો કે ખામીઓ આપણે બારીકાઇથી ત-પાસ કરી જાણી લેવી, તે સુધારવાના ઉપાય હરેક પ્રયત્ને ખોળી કાઢવા, ને તે તેમને બતાવવા.

૯. એકલી હાથની મેહેનત કરતાં સંચાએ કામ ઉતાવળું કે સસ્તુ થાયછે. સંચામાં કેટલાક પાછળ ઘણી મુડી વાપરવી પડેછે અને કેટલાક સેહેજ થઇ શકેછે. વિલાયતમાં ઘણાં કામ નાના હાથે ચલાવવાનાં સંચાથી થાયછે. એવા સંચા સાધારણ દુકાનદારો ને ગરીબ લોકો પણ ખરીદ કરી શકેછે અને તેની મદદથી પોતાનાં કુટુંબનું સારી રીતે પોષણ કરી શકે એટલું પેદા કરી શકેછે. એવા સંચા પરદેશથી લાવવા અથવા આપણે અહીં તૈયાર કરાવવા જોઇએ, અથવા જે સંચા આપણે અહીં હાલ ચાલેછે તેમાં સુધારો કરવો.

અમેરિકામાં મોજાં ગુંથવાનો નાનો સંચો થાયછે તેની કીમત રૂ ૭૫)છે અને એવડે બત્રીશ મોજાં રોજ તૈયાર કરી શકાયછે. એક ગરીબ વોહોરો કે વણકર આવો સંચો ખરીદ કરી શકે. જેવા સીવવાના સંચા ઘણે ઠેકાણે પસરી ગયાછે તેજ પ્રમાણે આવો એકાદ સંચો જો એકવાર દાખલ થાય ને તેથી બરાબર કામ ચાલી શકે તો તેવા ઘણા સંચા લોકો આપોઆપ મંગાવે. વિધવા અબળાઓની રોજી ચાલી શકે તેને માટે વિલાયતમાં કપડાં સીવવાનાં નાના સંચા થાયછે તેની કીમત રૂ૨૦)થી રૂ૨૦૦)સુધી હોયછે. આવા આવા ઘણી જાતના સંચાથી વિલાયતમાં ખાનગી કુટુંબનાં માણસો કામ કરેછે. આપણે અહીં રેંટીઆ ચરખા વગેરે જેમ ઘેર ઘેર વપરાયછે (હાલતો તે પણ ઘટી ગયાછે) તેમ એવા સંચાનો ઉપયોગ ત્યાં કરવામાં આવેછે, એ વિષે વધારે માહીતિ મેળવી હોયતો

"મેન્યુ ફેક્ચરરિ સિટસ" એ નામની ચોપડીઓ અંગ્રેજીમાં મળેછે તે જોવી.

કેટલીક જાતના હાથનાં સંચા મેહેનત કરીએતો આપણે અહીંજ તૈયાર કરાવી શકીએ. અહીં કરાવેલા સંચા સસ્તા ને આ દેશને વધારે અનુકુળ પડતા થશે. પંઢરપુરના પ્રદર્શનમાં મોકલવા સારૂ કેટલાક સંચા મેં તૈયાર કરાવ્યા હતા; તેનું વિસ્તારથી વર્ણન કરવા અહીં જગા નથી પણ વાંચનારના મનમાં કેટલોક વિચાર ઉત્પંન થાય એટલા માટે થોડુંક બયાન કરૂંછું. એક નાનો સંચો સેવ વણવાનો કર્યો હતો તેવડે ઝીણા અગીઆર તાર સાથે ચાલતા હતા. એક નાનું છોકરૂં તેને ફેરવી શકે અને સેવ એટલી ત્વરાથી ચાલે કે ચાળનારને ચાળવાની મુસીબત પડે. એક સંચે એક દહાડામાં દશ મણની સેવ વણી નંખાય અને તેની કીમત ફકત રૂ૯) બેસે. સેવ વેચવાનો ધંધો કરનારને કે ન્યાતો જમાડનારને તે કેટલો ઉપયોગી થઇ પડે? એવા ઘણા સંચા બનાવવાથી એની કીમત એથી પણ ઓછી થઇ શકે એમછે. વલોણું વલોવવાનો સંચો ત્રણ ચાર રૂપીઆમાં તૈયાર થયો હતો. એક નાનું બાળક માંહે દહીં નાખ્યા પછી હાથે ફેરવ્યા કરે તો સત્વર માખણ ઉતારી શકાય. એક સંચો ધાતુના તાર કરવાનો હતો તેની કીમત આશરે ત્રીશ રૂપીઆ થઇ હતી. એવડે ત્રાંબા પીત્તળના ઝીણા તાર જેનાં પુષ્કળ ગુંછળાં પરદેશથી આવેછે અને જેનો વાપર આપણા દેશમાં ઘણો જોછે તે બે માણસની સાહ્યતાથી કરી શકાય.

એક નાની ધમણ, લોઢાનો ચુલો, જતરડો ને ફેરવવાની તથા તાર લપેટવાની લાટ એટલાંજ વાના એમાં હતાં. કુવામાંથી પાણી કાઢવાના કોષના સંચા વિષે પ્રથમ ભાગ-

માં જણાવ્યું છે. તેમાં ઘોડા કે બળદને એકેક આંટે પાછું ફરવું પડેછે, તેથી વખત વધારે જાયછે ને જાનવરને મેહેનત વધારે પડેછે તે હરકત દૂર કરવાના ઇરાદાથી એક નમુના યંત્ર તૈયાર કરવામાં આવ્યું હતું. તેમાં બળદ ઘાંચીની ઘાણીની મિશાલે ગોળ ફરે જાય, ને કોષ કુવામાં ચઢે ઉતરે એવી યુક્તિ કરી હતી. વિલાયતમાં લાંબી મુદત રહી આવેલા ને ત્યાંનું પુષ્કળ યાંત્રિક કામ જોયલું એવા ગૃહસ્થનું કહેવું હતું કે આ ખામીતો હજી ત્યાં પણ સુધરી શકી નથી. આથી આપણે કેટલા મગરૂર થવું જોઇએ. આવા સકંચા બસેં ત્રણસેં રૂપીએ કામમાં આણી શકાય એવા બનાવી આપવા કારીગર તૈયાર છે. વળી દક્ષિણમાં ને વડોદરામાં પરબીડાં બનાવવાના સંચા તૈયાર કરવામાં આવ્યાં છે. બંગાળામાં ધોતીયાં વણવાની યુક્તિ ભરેલી સાળ બનાવવામાં આવીછે. આ સૌ ઉપરથી વાંચનારના જાણવામાં આવશે કે ઘણી જાતના સકંચા આપણે અહીં નવા તૈયાર કરાવી શકાય.

૧૦. જેમ નવા સકંચા તૈયાર કરાવી શકાય તેમ આપણા ચાલુ સકંચાને ઓજારમાં ફેરફાર કરી તેમને વધારે ઉપયોગમાં પણ કરી શકાય. જે ચરખાથી હાલ રૂ પીંજવામાં આવેછે તેને લાંબો વધારવામાં આવે એટલે પાંચ સાત ચરખાની લંબાઇ જેટલી લાટો રાખવામાં આવે, અને તેને એક છેડે ફેરવવાનું પૈડું રહે તો એક જણના ફેરવવાથી પાંચ સાત ચરખાનું કામ થઇ શકે. હાલ જે રેંટીઆ છે તેમાં કાંઇ સુધારો કરી વધારે કામ થઇ શકે એવી પણ યુક્તિ વખતે નિકળી શકે. વડોદરાની સભાએ સાત ગણું કામ થઇ શકે એવો રેંટીઓ તૈયાર કરવા રૂ૨૦૦)ની ઇનામની જાહેર ખબર આપીછે. લાકડા સાર-

વાની જે સારડી હાલ વપરાયછે તેમાં સુધારો કરવાથી લોઢાને પણ ઝપાટા બંધ સારી શકે એવી થોડી કીમતે તૈયાર કરાવી શકાયછે એમ મેં જાતે અનુભવેલું છે. લોઢામાં ભોંક પાડતાં આપણા કારીગરોને અત્યંત મેહેનત પડેછે તે એથી દૂર થઈ શકે. આ પ્રમાણે આપણા ચાલુ સંચાને ઓજારમાં સુધારો કરવાથી ઘણો લાભ થાય એમ છે. માટે એ ખાતે પણ સમજુ લોકોનું ધ્યાન ખેંચાય એમ થવું જોઇએ.

૧૧. દેશની અવસ્થા સારી પેઠે સુધારવાનો અને દેશસ્મૃદ્ધિવાન કરવાનો સૌથી સારો રસ્તો મોટાં કારખાનાં છે. લાખો રૂપીઆના ભંડોળથી વરાળીઆ સંચા આપણા દેશમાં આવવા જોઇએ. આ કામ ઉઠાવી લેવાની આપણા દેશમાં પુરતી શકિત નથી, અને કેટલાક શ્રિમંતો છે તેમાંના થોડાકજ મોટા જોખમમાં પડવાનું સાહસ કરે એવા હોય છે. જાડું સુતર કાંતવાનાને વણવાના સંચા આપણે અહીં થોડી મુદતમાં ધારવા કરતાં વધારે દાખલ થઇ ચુકયા છે. એમાં લાભ સારો મળે છે, એવી ખાતરી થવાથી ઘણાખરા ધનાઢ્ય લોકોનું એજ તરફ વલણ ખેંચાયું છે. મુંબઇમાં અને તેની આસપાસ એવા એટલા સંચા થયા છે કે તેથી જાડું કાપડ વખાતે હિંદુસ્તાનના ઘણા ભાગને પુરૂં પડી શકે. શેઠ તાપીદાસ વૃજદાસ અને ડેવીડ સાસુન જેવા શ્રિમંતોએ રેશમનાં કારખાનાં કાઢયાં છે. શેઠ તાપીદાસના કારખાનામાં તરેહ તરેહનાં ઘણી જાતનાં રેશમી કાપડ તૈયાર થાયછે. એથી આપણી ઘણી તંગીઓ દૂર થવાની, અને એથી એ શેઠ સ્વાર્થની સાથે દેશની સારી સેવા બજાવવાનું પરમાર્થ કામ કર્યું એમ હું સમજુંછું. પરંતુ હજી ઘણી જાતના સંચા લાવવાની જરૂર છે.

હજી આપણા દેશમાં ઝીણું કાપડ તૈયાર થતું નથી, હજી આપણે અહીં એક પણ ઉનનું કારખાનું નથી, અદ્યાપિ સુધી આપણા દેશમાં ચાકુ કાતરો વગરે લોઢાનું કામ સંચેથી થવા લાગ્યું નથી, હજુ સુધી *ચીનાઈ વાસણ કે બિલ્લોર કામને માટે કારખાનાં નિકળ્યાં નથી, અને ટાંકણીઓ, વિલાયતી સાબુ, કાગળ વગરે અનેક પદાર્થો બનાવવાનાં કારખાનાની ઉઠાવણી આજ પર્યંત મોટા પાયાપર સંકચાની મારફત કરવામાં આવી નથી. ઈંદોરના મહારાજે સુતર ને કાપડનાં કારખાનાં પોતાની ત્રીજોરીના પૈસાથી ઉભાં કર્યાંછે. ગઈ સાલના એ રાજાના વાર્ષિક રિપોર્ટ ઉપરથી જોવામાં આવેછે કે એથી મહારાજને લાભ મળેછે, અને કાપડ મુંબઈ કરતાં પણ ચઢતી જાતનું તૈયાર થાયછે. આવાં કામ તરફ આપણા રાજા રજવાડાનું લક્ષ ક્યારેજશે? કેટલાંક રજવાડાની ત્રિજોરીઓમાં રૂપીઆ પણ પડેલાછે પરંતુ જ્યાં સુધી કારભારીઓનું વલણ એ તરફ જશે નહીં ત્યા સુધી રૂપીઆ એમના એમજ પડયા રેહેવના. કચ્છના મયત રાવ પ્રાગમલજીના વખતમાં ઉનનું કારખાનું કાઢવાનો વિચાર થયો હતો, અને તે ગોઠવણ સારૂ વિલાયત લખાણ પણ થયું હતું એમ જાણવામાંછે. પરંતુ એ સમજુ રાજાનું અકાળ મૃત્યુ થતાં આ ભલું કામ પણ તેમનો

---

*વાંચનાર ખુશી થશે કે મી. પીરોજશા અને કંપની વાળાએ દાદર આગળ ચીનાઇ વાસણ બનાવવાનું કારખાનું કાઢવા ખાત મુહૂર્ત કર્યાની હકીકત હમણાંજ વર્તમાનોમાં આવી છે. આગેવાને વિલાયત, અમેરિકા, ચીન એ ઠેકાણે લાંબી મુદત રહી આ કામમાં માહિતી મેળવી છે. આવા વધારે પુરૂષો ઇશ્વર આપણા દેશમાં પેદા કરે તો કેટલો લાભ થાય?

સાથેજ જન્મ પામતાં અગાઉ મરણ પામ્યું. ગુજરાતમાં એટલાં બધાં રજવાડાં છે કે તેમાંના જેઓ સારી ઉપજ વાળા હોય તેઓ જો પોતાની શક્તિ પ્રમાણે નાનો મોટો ફક્ત એકેકજ સંચો લાવે તો આ પ્રાંતમાં કેટલા બધા સંચા વધી પડે? એથી એમને, એમની રૈયતને અને દેશને કેટલો બધો લાભ થાય વારૂ? ઘણાં મોટાં ભંડોળ રોકવાની ઇચ્છા ન હોયતો કેટલાંક ઉપયોગી કારખાનાં થોડી થાપણથી પણ નિકળી શકેછે; તેના દાખલા માટે એકાદ કારખાનાના ખરચનો અડસટો આપુંછું. નાનાપાયાપર એટલે દોઢસો સાળના વણવાના સંચાનું કારખાનું ઇમારતના ખરચ સાથે એક લાખ રૂપીઆથી નિકળી શકેછે. કાગળ બનાવાનું કારખાનું ઇમારત સાથે સવાલાખમાં નિકળે. અને લોઢાના કામનું કારખાનું જેને "વર્કશોપ" કહેછે તે પણ મકાનની ખરાજાત સાથે આશરે અરધા લાખમાં ચાલી શકે. મકાનની ખરાજાતમાં પેહેલાં કારખાનાંના રૂપીઆ ચાલીશ હજાર, બીજામાં પીસતાળીશ હજાર, અને ત્રીજામાં વિશ હજાર લાગે. તે બાદ કરતાં સંચાનું ખરચ ઘણું મોટું જણાશે નહીં.

૧૨. વિદ્યા કળામાં લોકની પ્રવિણતા વધે એટલા માટે કેટલાક કેળવાયલા વિદ્યાર્થિઓને પરદેશ મોકલવાની ગોઠવણ થવી જોઇએ; જે વિદ્યાર્થિઓને યંત્ર શાસ્ત્રની સારી માહીતિ મળી હોય, જેમનું એ કામ તરફ સ્વાભાવિક વળણ હોય, અને જેઓ એવાંજ કામમાં પોતાની જીંદગી ગુજારવા ચાહાતા હોય તેવા કેટલાક વિદ્યાર્થિઓ અને તે સાથે આ દેશમાંના સારામાં સારા કેટલાક કારીગરોને ઇંગ્લાંડ, ફ્રાન્સ કે અમેરિકા જેવા હુનરી દેશોમાં મોકલવા જોઇએ. તેઓ ત્યાંનાં અનેક કારખાનાં જોયા

તેમાં કેટલીક મુદત રહી અને જાતે કામ કરીને કામનો સારી માહીતિ મેળવે, અને પછી આપણા દેશમાં પાછા આવી બીજા લોકોને શિખવવા સારૂ નાના પાયાપર કારખાનાં ઉઘાડી તે કામ પોતે માથે લે તો તેથી ઘણો લાભ થયા વગર રહે નહીં. એથી ઉલટો પણ ઉપયોગી રસ્તો આ પણ છે કે પરદેશથી હુશીઆર કારીગરોને અહીં બોલાવી તેમની મારફતે અહીંના વિદ્યાર્થિઓને હુશીઆર કરવા હુન્નરી દેશોમાં એકજ જાતનાં અનેક નાનાં મોટાં અને તરેહ તરેહના કારખાનાં જોવાનો જે મોટો લાભ વિદ્યાર્થિઓને મળે તે આ ઉપાયથી મળે નહીં એ ખરૂં છે, તોપણ એથી ઘણા લાભ થાય એમાં સંશય નથી.

૧૩. પરંતુ આવાં કામ કરવામાં ઘણા પૈસાનું કામ છે માટે તે પાર પડવું અશક્ય જેવું લાગશે. પણ લોકો ધારે તો અશક્ય કાંઇ નથી. મોટા મોટા રાજાઓ એકેક સ્કોલરશિપ કાઢે તો આ કામ ઝટ પાર પડે. રાજાઓના કારભારીઓને ઉસ્કેરનાર અને સમજાવી પૈસા ભરાવનાર વગવાળા ગ્રહસ્થોની માત્ર ખામી છે. જો એવા ફતેહમંદ ઉસ્કેરનારા નમળે એમ લાગતું હોય, અને રાજાઓ તરફથી નાણા મળવાની આશા પડતી ન હોય, તો આ કામ પાર ઉતારવાના બીજા પણ રસ્તા છે. પુનામાં ને મુંબઇમાં બે ત્રણ મોટી સોરટીઓ થયાની વાત વાંચનારના જાણવામાં હશે. એથી હજારો રૂપીઆની પ્રાપ્તિ થઇ શકી હતી. વાંદરાની સ્કુલ વગેરેને માટે રૂ૫૦૦૦૦) ની સોરટી કરવામાં આવી હતી. સોરટીમાં દરેક નંબર ઠરાવ્યા પ્રમાણે એક કે વધારે રૂપીઆનો રાખે. ઠરાવેલી રકમમાંથી ત્રીજો કે ચોથો ભાગ ઇનામમાં કાઢે. આવી સોરટીઓ કાઢવા સરકાર તરફથી રજા મળી શકેછે; અને કાઢનારા

જો નામાંકિત આબરૂદાર હોય તો આવા લોકોપયોગી કામમાં પરમાર્થ કે લોભની ખાતર લોકો નંબર ભર્યા વગર રહેનાર નથી. આ ઉપાયથી એક સારી રકમ ઉત્પંન કરી શકાય, અને તેથી કેટલાક વિદ્યાર્થિને તથા કારીગરોને પરદેશમાં મોકલી શકાય. વળી એક બીજો રસ્તો છે તે એ કે એક પાઇ ફંડ અથવા એવી જાતનું કોઇ ફંડ જમા કરવા મેહેનત કરવી. પોતાની વાર્ષિક ઉપજનો સોમો કે બસેંમો ભાગ આ કામમાં આપવા લોકોની ઉદાર વૃત્તિને ઉસ્કેરવી, એ વિષે એક મોટો ને આબરૂદાર કીમતનાં, અને વર્તમાન ચોપાન્યા દ્વારાએ એ બાબતની જાહેર ખબરો આપવી. તથા દરેક શેહેરમાં કે મોટા ગામમાં તાબાની કમીટીઓ ઉઘરાણાં કરવા તથા પૈસા ઉઘરાવી મુખ્ય કમીટીને મોકલી દેવા નીમવી. આમાંનો એકાદ ઉપાય અજમાવી જોયાથી કદાચ આપણી ધારેલી ઇચ્છા બર આવવાનું ઇશ્વર કૃપાએ બની આવશે, માટે એ અથવા એવી જાતની કોઇ બીજી યુકિત કરવા સ્વદેશ હિતેચ્છુ પુરૂષોએ જરૂર મેહેનત લેવી જોઇએ છીએ. વાતો કરી બેસી રહેવા કરતાં ખરેખરૂં કાંઇ કરવાથીજ દેશને ખરો લાભ થવાનોછે.

આ પ્રમાણે આપણે હવે શું કરવું જોઇએ તે બાબત કિંચીત ઇસારો બતાવી આપણે અહીં એટલે વિષેશે કરીને ગુજરાતમાં કયી કયી ચીજો કયાંકયાં મળેછે ને વિષે હવે કંઇ લખવાનો ઇરાદો રાખુંછું.

---

# વિભાગ ૩ જો.

## કયી ચીજો કયાં મળેછે.

### ઉપવિભાગ ૧ લો.

### સ્વાભાવિક પદાર્થો.

### (क) ખનીજ.

૧. **મૃતિકા.**—કાચું સોનું પાકે એવા ફળદ્રુપ ગુજરાતની જમીન વિવિધ પ્રકારની હોવાથી અનેક તરેહના કામમાં આવે એવી જુદી જુદી જાતની માટી જુદે જુદે સ્થળે જોવામાં આવે છે-તે જોઇએ તેવી સારી ન હોવાથી પાટણના કુંભાર જે મૃતિકાના વાસણ બનાવેછે તે લોકની ચઢતાં પ્રકારની ચતુરાઇ છતાં તેમનાં વાસણ ઉંચી જાતનાં ને ટકાઉ થઇ શકતાં નથી. અમરેલીમાં એક બ્રાહ્મણ છે તે સુશોભિત ઈટાલિયન પુતળાં ને રમકડાં આવેછે તેવાં રમકડાં ઘાટમાં ને ડોળમાં કરી શકેછે. વળી તેની પાસે હાથે તૈયાર કરેલાં બીબાંની એવી કરામત છે કે દરરોજ એવાં સેંકડો બલકે હજારો રમકડાં તૈયાર કરી શકે, પરંતુ તેને ત્રણ પ્રકારની અડચણછે:—

પેહેલી અડચણ એકે એને જોઇએ તેવી માટી મળતી નથી; બીજી એકે તેને ઉપર સારો ઓપ દેતાં આવડતું નથી, અને ત્રીજી એકે તેને કોઇ તરેહનું ઉત્તેજન નથી. એનું વિચિત્ર પણ દીલગીર ભરેલું વૃતાંત સાંભળી ભારે નિશ્વાશ નાંખવો પડ્યો, અને તેને કોઇ રીતે ઉત્તેજન મળવા અને મૃતિકાની તપાસ કરવા એથી મારૂં મન ખેંચાયું. એ બ્રાહ્મણનું વૃત્તાંત રમુજી ને ઉપયોગી જાણી અહીં ટુંકામાં આપી જવું મને ઠીક લાગેછે. એ જવાન

સખત ભિક્ષુક બ્રાહ્મણછે. ભિખ માગવામાં વધારે મ-
દદ મળે એટલાસારૂ તે હાથે કચરાના ગણપતિ બનાવતો
હતો એવામાં કોઇ પરદેશી બ્રહ્મચારી આવી ચઢયો, તેણે
કહ્યું આટલી મેહેનત તું શામાટે કરેછે? બ્રાહ્મણે કહ્યું ભિ-
ખ માગવા માટે. બ્રહ્મચારીએ તેની દયામણી સ્થિતિ
સાંભળી કહ્યુંકે હું તને એવી યુકિત બતાવું કે થોડા વખ-
તમાં તું એવાં જોઇએ તેટલાં પુતળાં તૈયાર કરી શકે,
માટે તું ફલાણી વખતે નદી કાંઠે આવજે. બ્રહ્મચારીને
તે પગે પડયો ને તેની આગ્ના પ્રમાણે મુકરર કરેલ વ-
ખતે નદીએ ગયો. બ્રહ્મચારીએ અમૂક જાતની રેતી
બતાવી ને તેનું શું કરવું તે શિખવ્યું. તે પ્રમાણે બ્રાહ્મણે
કર્યું એટલે બીબું તૈયાર થયું. તેમાં મસળી તૈયાર કરેલો
કાંપ ભરી ઠોકીને બહાર કાઢે એટલે મજેનું પુતળું બની
રહે. બ્રહ્મચારી તો ગમે ત્યાં જતો રહ્યો, ને બીબામાં
કેટલીક ખામી રહી ગઇ, તે સુધારવા તે અકલમંદ બ્રા-
હ્મણે ઘણા દહાડા લગી મેહેનત કરી, અને અંતે તેમાં
ફતેહ મેળવી. બ્રાહ્મણ થઇ કુંભારનું કામ કરેછે એ વા-
તની ખબર પડવાથી તેના બાપે તેને ઘર બહાર કર્યો, એ-
ટલે તેને બૈરી છોકરાં સહિત જુદા રહેવાની ફરજ પડી.
પાસે અક્ષા એક બદામ મળે નહીં, અને તૈયાર કરેલાં
પુતળાં એવા ગામમાં કોઇ લે નહીં. એટલે બિચારાને પો-
તાના ને કુટુંબના ઉદર પોષણ સારૂ ભિખ માગ્યા શિ-
વાય બીજો રસ્તો નહોતો. સવારથી બપોર સુધી તે ગા-
મમાં ભિખવા જાય, ને બપોર પછી પુતળાં કરવાનું કામ
લઇ બેસે. આવી અડચણો છતાં અને માબાપની ના-
ખુશી વોહોરી લીધા છતાં તેણે પોતાનું કામ છોડી દીધું
નહીં. પુતળાનાં અવયવ ઘાટદાર કરવા ઝીણા હથીઆ-

રની જરૂર પડી પણ પૈસા વગર તે ક્યાંથી લાવે? તે માટે તેણે એક હજામની નરેણી ચોરી લીધી! એ નરેણીવડે પુતળાંને કોરી સાફ કરવાનું કામ તે કરવા લાગ્યો. એક વખત લાકડાના કડકાનો વાળાથી બનાવેલો સાપ તેના જોવામાં આવ્યો તેવો બનાવવા તેની ઇચ્છા થઇ. તે તુટેલો હતો, માટે અંદરની રચના જોવાનું તેનાથી બની આવ્યું. પોતાની પાસે હથીઆર ન મળે, તોપણ તે ગભરાયો નહીં. સોપારી કાતરવાની સુડીવતે લાકડાને કાતરી કાતરીને તેણે એવો સાપ તૈયાર કર્યો કે તે વિલાયતી હશે કે દેશી તેની સમજણ આપણને ભાગ્યેજ પડે. રોજ સીમમાં સારી જાતની માટી ખોળી કાઢવા ને ખોદી લાવવા કોદાળી લઇને જાય, પણ ચઢતી માટી તેને મળી ન આવી. ત્યારે તેણે કચેરીમાંથી ને બીજે ઠેકાણેથી રદી કાગળના કડકા વીણી આણ્યા, અને તેને પલાળી કુટીને તેનાં પુતળાં બનાવી જોયાં તે વધારે સરસ ને મજબુત થયાં. તેણે કાગળનો કુતરો મને આપેલો છે તે ખરેખર ઘણો મનરંજન છે. આવા કાગળ વારેવારે મળી ન શક્યા. એટલે તેને મોટી હરકત નડી. તેણે પાંચમી ચોપડીમાં વાંચ્યું હશે કે રેતીને ચકમકના કાચ બને છે, એ ઉપરથી તેણે સીમમાં જઈ રેતીને ચકમકના પથ્થર આણ્યા. ચકમકના પથરનો કેવી રીતે ભુકો કરવો એ બિચારાને માલુમ નહીં એટલે તેણે લોઢાની ખાંડણીમાં ચકમક ભરી કુટવા માંડ્યું! ચકમક ઘણો કઠણ પથ્થર હોવાથી એ ખાંડવામાં તેને કેટલી મેહેનત પડી હશે તેનો વાંચનારેજ વિચાર કરી લેવો. ઘણી મેહેનતે ભુકો કર્યા પછી તેને તપાવવાની અડચણ લાગી. પછી તેને એક માટીની કુલડીમા ભરીને એક લુવારની કોઢે ગયો અને તેની સળગતી

ભઠીમાં તે લોઢું તપાવતો હતો તેસાથે તે કુલડી મુકવા લુ-
વારને તેણે કહ્યું. જ્યારે તે પ્રમાણે કર્યું, એટલે ચકમકનું
શું થાયછે તે નીચા પડી તેણે બારીક નજરે જોયા કર્યું.
કેટલીક મુદતે લુહારે જ્યારે કુલડી બહાર કાઢી ત્યારે તેને
માલમ પડ્યું કે ચકમકનો ભુકો જેમનો તેમજ તેમાં પડેલો
હતો, પણ તેમાંથી જરાક ભુકાની એક નાની ગાંગડી થઈ
કુલડીને ચોટી હતી, તે ઉપરથી તેણે અનુમાન કર્યું કે
ચકમકનો રસ તો થઈ શકે, પણ તાપની કે કોઈ બીજી
જાતની ખામીથી તેનો રસ થયો નહીં. આ પ્રમાણે એ ગ-
રીબ માણસ અનેક મુસીબતો વેઠી મેહેનત કર્યા કરેછે,
અને પુતળાં બનાવવાનાં પદાર્થની ખોળમાં નિરંતર ર-
હેછે. એ ઉપરથી આપણે શું સમજવું? સારી હાલતમાં
છતાં આપણે કોઈ પણ બનાવટને માટે યત્ન કરતા નથી
માટે શરમાવું જોઈએ, અને આવા અનાથ પણ મંડ્યા
રહેનાર બુદ્ધિવાન કારીગરને બનતી મેહેનત કરવા
તૈયાર થવું જોઈએ.

અમરેલી છોડી જ્યારે હું કુંડલે ગયો ત્યારે મારા જા-
ણવામાં આવ્યું કે ત્યાંની નદીમાં "પાકાપાહાણ"નામના
મૃત્તિકા પથ્થર મળેછે, તેને ઘસીને બઈરીઓ માથે ઘાલેછે
અને કેટલીક તેને ખાયછે. એ પથરા મેં નદીમાંથી
વીણીઆણી તપાસ્યા. તેનો રંગ વિલાયતી માટીના ખડી-
આ જેવોછે. તે જલદી ભાગી જાય એવા એટલે ઘટ
થએલા માટીના ગઠ્ઠા જેવા છે, તે જલદી ઘસાઈ શકેછે,
અને પાણી સાથે તેનો ઘસાયલો લેપ ઘણો ચોકાશવાળો
ને માખણ જેવો મુલાયમ હોયછે. એ પથ્થરમાં એટલી
ચીકાશ હોયછે કે તેને હોઠે અરાડીએ તો હોઠની ભિનાશ
અડતાંજ તે હોઠે ટંગાઈ રહેછે. માટીના ખડીઆ, વાસણ

રમકડાં વીગેરે બનાવવાના કામમાં તે આવી શકે એમ લાગેછે. એ પથરા નાના નાના નદીમાં ગોળાકાર રૂપે પડેલા જોવામાં આવેછે. તે દૂરથી તણાઈ આવેલા ને પાણીના ને રેતીના ઘસારાથી એવા આકારના થયા હોય એમ લાગેછે; તેથી એવું અનુમાન થાયછે કે ગામથી કેટલેક દૂર નદીના મૂળ તરફ એવી જાતની માટીના કરાડા હશે. ભાવનગરનો ભુતડો અથવા સરોખડો કાઠીઆવાડમાં ઘણેખરે ઠેકાણે જાણીતોછે એને પણ બઈરાં માથું ચોળવામાં ને ખાવામાં વાપરેછે. એનો રંગ પીળચટી ખડી જેવો હોયછે. જુનાગઢમાં રા. નૃસિંહપ્રસાદભાઈના સંગ્રહસ્થાનમાં એ રાજના સિલગામના લાલ માટી તથા સોનું ગાળવાની કુલડીઓ કરવામાં વપરાયછે તેવી દાતારના ડુંગર ઉપરની લાલ માટી, સીલ તાબે દેવરાણાની ચોટલી ચોળવાના કામમાં આવતી ધોળી માટી, સીલ તાબે સોગોદરડની ગુલાબી માટી, સીલની ધોળી ધુળ, ગુલાબી ધુળ તલ સીલની જોવામાં આવી. ઓખામંડળના બેટથી ત્રણ ગાઉ ગોપી તળાવ આવેછે ત્યાંનું પવિત્ર ચંદન જાત્રાળુઓ પુષ્કળ લઈ જાયછે. એ ચંદન કાંઈ નહીં પણ તળાવની પાળની ભુખરી ચિકણી ને સફાઈદાર માટીછે. તળાવને ફરતી ગાઉગાઉ બબે ગાઉ સુધી એવીજ જાતની માટી જમીનમાંછે તે વાસણ રમકડા વગેરે અનેક કામમાં આણી શકાય બેવારથી દ્વારકાં તરફ જતાં ગુગળનાં વૃંદ આવેછે તે ઉપર પાસેની રતુંમડી કે પીળી ધુળ ઉડીને ચોટી રહેવાથી તરેહવાર દેખાવ આપેછે. એવી મૃત્તિકાના ત્યાં પાષાણ પણ પુષ્કળછે. રસ્તામાં એક નવી તળાવડી ખોડાવીછે તેની માટી ગોપીતળાવના ચંદન કરતાં ઉતરે

એવી નથી. ગોપીતળાવથી ખંભાળીઆ તરફ આવતાં નગર તાબાનું **રાણ** નામનું ગામછે તેની નજીકમાં મગમાટીની ખાણછે. માટીનો રંગ લીલાશ પડતો પીળોછે, અને બઇરાં તેને માથે ઘાલેછે ને ખાયછે. કાઠીઆવાડમાં થાનછે ત્યાં એક જાતની ખડી જેવી ધોળી માટી થાયછે તેના ઢાંકણાવાળા પ્યાલા કુંભારલોક બનાવેછે ને પૈસે પૈસે વેચેછે. ચીનાઇ માટીની રકાબીને ભાગીને અંદર જોતાં જેવી જાતની માટી જણાયછે તેવીજ માટી થાનનીછે, તેના મજેનાં ચિનાઇ વાસણ બની શકે એમછે. પણ આપણે અહીં અજમાવી જોનાર કોણછે? હાલ જે પ્યાલા કુંભાર બનાવેછે તેપણ મજેના જણાયછે. એના ઉપર ઓપ ચઢે એટલે ચિનાઇ કામમાં ને એમાં કાંઇ બાકી રહે નહીં. પાટણના હોશીઆર કુંભાર આ માટીનો ઉપયોગ કરે તો તેઓ કેવાં સરસ વાસણ તૈયાર કરી શકે! આ માટીને મળતી માટી પોરબંદરના રાજમાં થાયછે.

રાજકોટને પાદર નદી નાળામાં કોઈ કોઈ ઠેકાણે મરડ મિશ્રિત ધોળી ખડી જેવી માટીના ગાંગડા હોયછે તે બઇરી છોકરીઓ થોડું ખોદી માંહેથી ઝટો ઝટ વીણી લેછે. એ માટીને પલાળી તેને લીંપવા ગુંપવાના કે ધોળવાના કામમાં વાપરેછે. કાઠી અને વાઘેરની ચતુર બઇરીઓ ઉત્તમ પ્રકારની ધોળી માટી વડે પોતાના ઘરની ભીંતો એવી સફાઇથી ધોળેને અને ઘરબારને લીપી ગુંપીને સ્વચ્છ રાખેછે કે એવી વગર પૈસાની પણ શોભીતી સુઘડતા જોઇને હરકોઇ મુસાફરને આનંદ થયા વગર રહે નહીં. ગુજરાતનાં ચુને છોએલાં કે ધોળેલાં ઘર પણ પાછળની બેદરકારને લીધે એવાં સૂઘડ જણાતાં નથી. ઘર શોભીતું કરવા સારૂ વિલાયતની ઘર શણગારની ચીજોની

જરૂર મને પણ લાગતી હતી. પરંતુ જ્યારે મેં ચખા-
લામાં દાનાભગત (કાઠી લોકનો ધર્મ ગુરૂ—જાતે પણ કા-
ઠી) ના ભવ્ય મંદીરમાં ભગતને રહેવાનો ખાનગી ઓરડો
દેશી સામાનથી શણગારેલો જોયો ત્યારે મારી ખાત્રી થઇ
કે આપણે અહીં પણ લોકો ધ્યાન આપે તો સારી જાતની
ઘરશણગારની ચીજો મળી શકે અથવા તૈયાર થઇ શકે.
એ ઓરડામાં ભીંતે તકતા કે જમીનપર ખુરશી ટેબલ
નહોતા, પરંતુ બહારીઓએ મેર તઇયાર કરેલા મોતીના
(કીડીઆના), રેશમના કે કસબથી ભરેલા ચળકારા માર-
તા ચાકળા (આપણે બેસવા સારૂ ચાકળા કરાવીએ છીએ
તેવા ન સમજવા, પણ ચાકળા વડે ફક્ત ગોળાકાર આ-
કાર સમજવાનો છે) ને તેનાંજ તોરણો ભીંતે હારબંધ
ઉપરાઉપરી લટકી રહ્યાં હતાં. વિલાયતી જેવા સાદા
ઇસ્કોતરા ને પેટીઓને બદલે ત્યાંની બનેલી નાની પીતળે
મઢેલી સુંદર પેટીઓ, પટારા, અને મજુસો હારબંધ
ચળકારા મારી રહી હતી; અને તેમને તરેહ તરેહનાં મજબુત
દેશી તાળાં લગાવ્યા હતાં. એક બાજુએ તાંબા પીતળના મોટા
દેગડા, ગોળા ને ડબા જેમને તાળાં લગાવવાની સગવડ
કરેલી અને જેઓને માંજીને સાફ રાખવામાં આવેલાં
તે ચળક ચળક થયાં કરતાં હતાં. હું ખરેખરૂં કહું છું કે
નજરે જોયા વગર ચાકળાને તોરણથી દીપતી ભીંતોની
શોભા વાંચનારના મનમાં ભાગ્યેજ આવી શકે.

આવા ભરતના ઉપયોગી કામ કરતાં આપણી બૈરાંઓ
કયારે શિખશે, અને આવો દેશી સામાન ગુજરાતના ઘરોમાં
કયારે પ્રવેશ કરશે? કાઠી ગરાશીઆનાં ઘર પણ આવીજ
તરેહના હોયછે, એમ એક ઘર જોવાથી મારી ખાત્રી થ-
ઇછે. હમણાં હમણાં હાંડી તકતાએ ગીરની ઘાડી ઝા-

ડીમાં પણ કિંચિત દેખાવ દેવા માંડ્યો છે. જેના ઉપ-
ર વિશ્વાશ રાખી શકાય એવા ગૃહસ્થ તરફથી મને ખબ-
ર મળી છે કે મોરબી તાબાનાં બે ગામ છે ત્યાં એવી
માટી થાયછે કે તેમાંની એક જાતની માટીથી ગમે તેવું
લોઢું તુટેલું હોય તેની સાંધ આગળ આ માટી રાખી ત-
પાવી એતો લોઢાના સાંધા મળી જાય! બીજી જાતની મા-
ટીનો ઉપયોગ ગોળની ચાકીઓ બાંધવામાં આવેછે, એ-
ટલે કઢાયાનો ગોળ બંધાતો ન હોય તેમાં એ નાંખ્યાથી
તે બંધાઇ જાયછે! આ કેવી ઉપયોગી મૃતિકા! ડાકોરની
ગોમતીજીની પડોશમાં ખડી જેવી પીળચટી ને ચિકણી
માટી થાયછે, તેના ખડીઆ બનાવવાનું કામ અ-
જમાવી જોએલુંછે; પરંતુ તેના મોટે પાયે કારખાનાં નિકળવાં
જોઇએ. સાવલીનો કાળો કાંપ તેની આસપાસના ઘણા
ગામમાં વખણાય છે, અને જે માટી હાલ પાટણના કું-
ભાર વાપરે છે તેવીજ અથવા તેથી ચઢતી આ મૃતિકા
હશે એમ લાગેછે. સુરત જીલ્લાના સરભોણમાં ગેરૂની
ખાણ છે. ગેરૂની મોટી નિપજ કચ્છ છે. વલસાડ તા-
બાનું ઉટંડી ગામ છે ત્યાં પીળી માટી ત્યાં આગળની
ખાડીના કરાડામાંથી નિકળે છે તે લોકો લખવાના કામમાં
લે છે. બંગલા ધોળવામા પીબડી વગેરે પીળા રંગ સારૂ
વપરાય છે તેને ઠેરાણે આ માટીનો ઉપયોગ થઇ શકે.
સરભોણમાં ધોળી ખડી ઘણી મળી આવે છે. દેવકી ઉ-
નાઇ આગળ સફેત માટો નિકળે છે તેને લોકો પવિત્ર ગ-
ણી વિભુતીના કામમાં વાપરે છે. ભરૂચ જીલ્લાનું સજોટ
ગામ છે ત્યાંના ટેકરામાંથી પણ વિભુતી નિકળેછે.

માટો વિષે આટલું બધું લખવાનું કારણ એ-
જ કે તેને જુદે જુદે ઠેકાણે જુદી જુદી જા-

તના ઉપયોગમાં આણવામાં આવે તો માટી જેવી નજીવી ચીજપર થોડીક ચતુરાઈ કરીને પરદેશી લોકો જે આપણી પાસેથી દર વર્ષે લાખો (સાડા ત્રણ લાખ) રૂપીઆ લઇ જાયછે તે જતા અટકે, અને માટીનાં પણ પરદેશથી આવેલાં ને તે ઉપરથી શોભિતાં કરેલાં માટે તેમને પવિત્ર ગણી આપણા લોકોએ જે તેનો ઓહ્ળો વાપર કરી દીધો છે તે આપણા પોતાનાજ દેશમાંથી પુરો પડી શકે!

૨. **રેતી.** કાચ, બિલોર રેતી અને ચકમકના થાય છે એ ઘણાના જાણવામાં હશે. કાચ કરવા યોગ્ય રેતીની ગુજરાતમાં ખોટ નથી. દરીઆ કાંઠે ઘણે ઠેકાણે સ્વચ્છ રેતીના ઢગલા માલમ પડેછે. સુરત જીલ્લાના દક્ષિણ ભાગમાં દરીઆ કાંઠે અને કાઠીઆવાડને વિશાળ દરીઆ કાંઠે આવી રેતી પુષ્કળ છે. મૂળ દ્વારકાં આગળને દીવ આગળ પવનની લહેરોવડે ઉપર ઓકળીઓ પડી રહેલી સફેત સ્વચ્છ ને ચળકતી રેતીના ઢગલા જોઇ અમે ખુશ થઇ ગયા હતા. ઘણી નદિયોમાં પણ આવી રેતી કોઇ કોઇ ઠેકાણે નજરે પડેછે. ચકમકની વિશેષે કરીને કાઠીઆવાડમાં ખોટ નથી, પરંતુ તેની મેળવણી કરી કાચ બનાવનાર અને તેના કારખાનાં કાઢનાર માણસો મળતાં નથી. તરેતના લખેલા અક્ષરની શાહી ચુસી લેવા વિલાયતી બ્લોટીંગ પેપરનો ઉપયોગ આપણામાં ઘણો વધી પડ્યો છે. એથી ઘણી શાહી ચુસાઇને અક્ષર ઝાંખા પડી જાયછે. વખતે દબાવતાં હાથ ધ્રુજવાથી કે બ્લોટીંગ ખસી જવાથી લખેલું ચેહેરાઇને ખરાબ થઇ જાયછે, અને જે કામ મફત કે સેહેજસાજ ખરચમાં વધારે સારી રીતે થઇ શકે તેમાં આપણે વધારે ખરચ કરવાની રીત દાખલ કરીછે. એ

કાંઇ નહીં પણ વગર વિચાર્યું ઉડાઉપણું છે. આપણા લોકો લીંપણ ખોતરીને અથવા ખુણા વચાળીની કે રસ્તા ઉપરની ધૂળ લઇ કાગળ પર નાંખી કાગળને મેલા કરેછે તે રીત દાખલ કરવા હું નથી કહેતો, પરંતુ જે ચળકતી ને કાળી રજી રજવાડામાં ને સરકારી કચેરીઓમાં કેટલેક ઠેકાણે કાગળપર છાંટવામાં આવેછે તેનો ઉપયોગ કરવાની હું સર્વને ભલામણ કરૂંછું. એ અક્ષરને દીપાવેછે, અને શાહી ચુસવાનું કામ મન માનતી રીતે કરેછે એટલુંજ નહીં પણ એથી ખરચ પણ થોડું લાગેછે. આવી રજી ધોઘા ભાવનગર આગળ પુષ્કળ જોવામાં આવેછે. સુરત જીલ્લામાં દરીઆ કિનારે કેટલેક ઠેકાણે તે મળેછે. નર્મદા કાંઠે કોરલ આગળ હોયછે. જુનાગઢના ભવેશ્વર આગળ આવી સુંદર રેતી મળી આવેછે, જુનાગઢના સોલ આગળ પણ આ ચળકતી રેતી જડી આવેછે. જ્યાં જ્યાં મળે ત્યાં ત્યાં તેની કાંઇ કીમત બેસતી નથી. તમારી નજરમાં આવે તો ગાંસડે ગાંસડા બાંધીલો. પરદેશમાં લઈ જતાં જે મજુરી કે નફો લેવામાં આવે એજ એની કીમત. આથી બ્લોટીંગ ખાતે થતું ઘણું ખરચ નિકળી જાય ને આપણા દેશમાં એનો પણ એક વ્યાપાર ચાલુ થાય. જુનાગઢના કીમતી ગીરનારપર અને તેની આસપાસ ડુંગરો પર ઘણી જાતની સુંદર રેતી અથવા ધાતુની છાંટ વાળી ધૂળ થાયછે. ગીરનાર પર જ્યાં રાજલ વેજલની ગુફાછે ત્યાં આગળ અબરખવાળી રેતી મળેછે. અબરખ પીળા રંગનો હોવાથા રેતી જાણે સોનાની હોય એવું જણાયછે. લોકો તેને સોનાની રજ કહેછે. ગરીબ લોકો એ રજવડે પોતાનાં ઘરની ભીંતો ધોળેછે તેથી તે ચળક ચળક થયા કરેછે. ગઉમુખીની નજીકમાં પણ એવીજ રેતી મળી આવેછે.

૩. પાષાણ. કાઠીઆવાડ પાષાણથી ભરેલોછે. મહિકાંઠા ને રેવાકાંઠામાં પણ પુષ્કળ પથ્થર છે. લંબાણ થવાની બીહીકે ઝાઝું વર્ણન નકરતાં અહીં પથ્થરની યાદી માત્ર આપી જાઉછું. (क.) અકીક. ખંભાતમાં આશરે ત્રીશ ચાળીશ જાતના જુદા જુદા અકીક ઉપયોગમાં લેવાયછે, પણ તેમનાં પ્રથક પ્રથક નામ જોઇએ તેવાં નથી. કેટલાકના રંગ ઉપરથી નામ પડેલાંછે. એમાંનો સૌથી વધારે જથો કાઠીઆવાડના ટંકારામાંથી જાયછે. કેટલાક અકીક નાંદોદ તરફથી પણ ત્યાં જાયછે. ટંકારામાં થાયછે તે ધોળો સ્ફટિક, ગુલાબી સ્ફટિક, ધોળો ચકમક, સુવાભાજી, લીલો રાતી છાંટવાળો, કાળો ચકમક, લીલો ચકમક, લીલી પથરી, કાથીઓ પથ્થર, રાતી પીળી છાંટનો, પીળો સાજ, સફેત સાજ વગેરે. (વાંચનારે જાણવું કે અકીક એ ચકમકની એક જાતછે, ચકમક કાઠીઆવાડના ઘણા ભાગમાં મળી આવેછે.) નાંદોદ તરફના અકીકમાંથી કોઇ કોઇવાર માણેક જડી આવેછે. બીલખામાં હીરાની ખાણ નિકળ્યાની વાત એકવાર વર્તમાનોમાં આવી હતી. નમુના જોઇને લોકો અંજાતા હતા પણ અંતે માલમ પડ્યું કે તે હીરા નથી પણ એક જાતના સ્ફટિક પથ્થર છે.

અંજાવાનું કારણ એકે તે કાચને કાપતા હતા. આપણા લોકોની હીરો પારખવાની એ એક કસોટી છે, પરંતુ સખ્ત અકીક કાચને કાપી શકેછે અને ઉંચી જાતનું પોલાદ પણ તેને કાપેછે એ થોડાનેજ માલમ હશે. કાચ કાપનારા હીરાકણી જેવી મોંઘી ચીજ વાપરેછે તે કરતાં સ્ફટિક અકીક વાપરે તો તેમને ઘણોજ લાભ થાય. બીલખાના સ્ફટિકને કાઠીઆવાડમાં ચોખલીઆ કહેછે, તે નાના નાના જુદા જુદા આકારના બિલોર જેવા કડકા હોય

છે. જાણે ઘડી કાઢેલી ખરી ચુનીઓ હોય એવા તે દેખાય છે. ચોખ્ખીઆ ગીરમાં ઘણા મળેછે, ને કાઠીઆવાડમાં બીજે કેટલેક ઠેકાણે પણ તે થાયછે. સ્ફટિક પથ્થરને આપણા શાસ્ત્રમાં મણી કહેછે, અને તે જુદા જુદા રંગના થાયછે. નીલમણી ગીરમાં મળેછે. સાંભળ્યું છે કે ગીરની હદમાં એક ધારછે તે નીલ મણીની હોવાથી માણસ જાયછે તે લીલું થઈ જાયછે! લાલ અથવા ગુલાબી મણીના કડકા ટંકારામાં મળેછે, ને પાડુમણી ખંભાતમાં મારા જોવામાં આવી હતી. (ख) ગ્રાનીટ–કાળમીંઢ અથવા એક રસ-જુનાગઢનો ગીરનાર આખો ગ્રાનીટનોછે. ગ્રાનીટપર ઓપ સારો આવી શકેછે. એના માંહે રહેલા અબરખ વગેરેની છાંટથી એ બહુ રળીઆમણો દેખાય છે. એના અનેક તરેહના વાસણને રમકડાં બનાવવાનાં કારખાનાં નિકળેથી જુનાગઢને મોટી ઉપજ થઈ પડે એમ છે. લાવા અથવા એક રસથી તે બનેલા છે, માટે તેમાંથી ઘર બાંધણી સારૂં મોટી છાટોની છાટો કાઢી શકાય. કાળમીંઢ પથ્થર કાઠીઆવાડમાં ઘણે ઠેકાણે જોવામાં આવે છે. (ग) ચૂનાપથ્થર.—આરસ; કુંડલેથી ઉંડાણ જતાં બાઢડા ગામછે ત્યાંથી અઢી ગાઉ ગોરડકુ છે ત્યાં ડુંગરશી વાણીઆના ખેતરમાં આરસની ખાણછે તેમાં ગાડાંગમે આરસ છે. પાળીતાણામાં આરસ થાયછે તેના પુતળાં ખરળ વગેરે બનેછે. ચિરોડી અને કાલ્કસ્પાર એ પણ ચૂનાના બંધારણના પથ્થરછે. ચિરોડી કાઠીઆવાડમાં જ્યાં ને ત્યાં પુષ્કળ મળી આવેછે. તે જાણે અબરખ હોય એવી ચળકતી દેખાયછે, પણ તેને ખણવાથી ચૂનાની ભૂકી હાથમાં આવેછે. એની ચઢતી સ્થિતિ કાલ્કસ્પારનીછે. તે હમેશ ષડખૂણ આકાર રાખેછે, અને કાચ જેવી ચળકતી ને

પારદર્શક હોયછે. ટંકારામાં એની છત ઘણી છે. સફેત અને પીળા બંને રંગનાં કાલ્કસ્પાર અને ટંકારેથી મળેલાછે. જેને બાળવાથી ફરી ચૂનો થાય એવા પાષાણ પોરબંદર તરફ થાયછે (घ) રેતીપથ્થર—એ જાતનો ભૂકરેવા પથ્થર કાઠીઆવાડમાં જ્યાં ને ત્યાં મળેછે ને ઘર બાંધવાના કામમાં આવે છે એને લોકો કોહોવાડોએ ઘડીને તેનાં બેલાં બનાવેછે; એવા તે પોચો હોયછે. એ કરતાં ઘટ રેતીના પથ્થર થાયછે તે બીજા ઘાટ બનાવવાનાં કામમાં આવી શકે. (ङ) મૃતિકા અથવા સ્ટેલી પથ્થર—માટી ઘટ્ટ થઇ જવાથો થાયછે. એવા બામણબોર તરફના પથ્થરની વાત આવી ગઇછે. કાઠીઆવાડમાં જ્યાં જશો ત્યાં મૃતિકા પાષાણ તમારી નજરે પડશે. ગમે તો ગીરમાં જુઓ, ગમેતો બરડામાં તપાસો કે ગમેતો ઓખા મંડળમાં શોધો તો એ પથ્થર તમને માલમ પડ્યા વગર નહીં રહે. (च). ફોરોમિનિફેરા અથવા ન્યુમ્યુલિતીકસ્ટોનની જબરી વખાર પોરબંદર છે. દ્વારકાંમાં ને વેરાવળમાં પણ એ પથ્થર મકાનો બાંધવામાં ઘણા વપરાયછે. એને કાદી કહેછે, ને તે બારીક શીપ શંખલાના બનેલા હોયછે. પથ્થરની ગામવાર યાદી આપી જવાથી તે વધારે ઉપયોગી પડશે એમ ધારો તે નીચે દર્શાવુંછું. ટંકારાની યાદી આપેલીછે તે શિવાય ત્યાં કાળો ને અડદીઓ(ઘંટી) પથ્થર થાયછે. મોરબીમાં ધમણીઓ, રફાળીઆ ને રેહપરનો પથ્થર થાયછે તે ચણતરના કામમાં આવેછે; ત્યાંનો કાળો સફાઇદાર પથ્થર પાત્રો બનાવવાના ઉપયોગમાં આવે. ધ્રાંગધ્રામાં બંધારકી તળાવડીનો ચણતરના કામમાં; નવાનો ધોળો પથ્થર ઇમારત તથા કોરણીના કામમાં; પાણકીનો ધોળો પથ્થર એજ કામમાં; સતાપરની બેરીખાણનો ઘંટીઓના

કામમાં; ત્યાંનોજ સફાઇદાર તથા કાળી ખાણનો રતાશ પર પથ્થર એજ કામમાં આવેછે. બંધારકીનો રાતો પથ્થર ચણતરના કામનો, કુબડી પથ્થર (રતાશપર)વાસણના કામનો કુમાશદારછે. બંધારકી તળાવડી પાસેની ખાણનો રતાશપર ઇમારતી કામમાં આવેછે. બાહુ પથ્થર ઓજાર ઘસવાના કામમાં લેવાયછે. વાંકાનેરનો રાતો સફાઇદાર પથ્થર ચણતર તથા ઘાટના કામનો અને રાતો સફાઇદાર તથા ધોળો રેતી પથ્થર (ઘઇડીઓ) ચણતરને કોરણીમાં ઉપયોગી છે. આંબરડીનો રાતો પથ્થર ઇમારતના, ને પીળચટો ઇમારત તથા કોરણીના કામમાં આવેછે. વળામાં ગોંડળમાં ને રાજકોટમાં કાળો પાણો થાયછે તે ઇમારતના ને ઘાટના ઉપયોગમાં આવેછે. ખંભાળીઆનો બરડ રાતો પથ્થર સડકપર પથરાયછે, ચિરોડીનો કળીચૂનો થાયછે, ને કાટોડો ઓષધીના કામમાં વપરાયછે.

ધોરાજીમાં ધોળો તથા કાળમીંઢ પથ્થર થાયછે તે ચણતરના કામમાં આવેછે. પોરબંદરમાં ભુકરવો મીઠી ખાણનો, ન્યુમ્યુલિતીક ને ઘટ ભુકરવો થાયછે, તે ઇમારતમાં કામ લાગેછે, ને ચૂર્ણજનક થાયછે તેનો કળીચૂનો બનેછે, બાજોદનો રાતાશપર ભુકરવો ચણતરમાં અર્થે આવેછે. પાટણવાવ તાબે ગોંડળ નજીક ઓસમનો ડુંગરછે, ત્યાંનો તથા કુતીઆણાનો ભુકરવો ચણતરમાં વપરાયછે. પાલીતાણાના આરસના ખરળ પૂતળાં વગેરે બનેછે, ને ત્યાં કાળો પથ્થર (કાર્બોનિફરસ) થાયછે તેને કાંઇ કામમાં લેવાતો નથી. એ પથ્થરની ખાણ નજીકમાં કોલસા નિકળવાનો સંભવખરો. બાટવા સંસ્થાનમાં કોરણીનો રેતી પથ્થર થાયછે તેપર નકશી કોરણી વગેરે થઇ શકવાથી તેના પ્યાલા, રકાબીઓ, ઓરસીઆ વગેરે બનેછે. મહિકાં-

ઠાના અમનગર તરફ અડદીઓ, કાંકરીઓ, પાઠાનો(ધોળો ને સાફ ઇમારતી કામમાં આવે એવો)પથ્થર થાયછે. અડદીઆની ઘંટીઓ લોકો વધારે પસંદ કરેછે. વનરાજ વાળા પૂરાતન પાટણના ખંડેરમાંની તૈયાર પાષાણની વિશાળ ખાણો જોઈ અમે આશ્ચર્ય પામ્યા. એ શેહેર ડટાયાને સેંકડો વર્ષ થઇ ગયાં, ત્યારથી આજ સુધી તેમાંથી સંખ્યાબંધ પથ્થર કાઢવામાં આવેછે, તોપણ તે ખુટતા નથી. ઘણું ખરૂં નવું પાટણ એ પથ્થરથી બંધાયુંછે. તેનો આખો કિલ્લો એજ પથ્થરનો છે. મોટું ખાન સરોવર, વાવો, દેવળો, મસીદો ને બીજાં મકાન એ પથ્થરનાં બનાવેલા છે. સડકો એ પથ્થરની કરવામાં આવીછે. પાટણવાડામાં દૂર સુધી એ પથ્થર લઇ જવામાં આવેછે. અમદાવાદનું કાંકરીઉં તળાવ ત્યાંનાજ પથ્થરનું બાંધેલું કહેવાયછે, અને ઘણા પથ્થર કાઢીને તેનો ચૂનો કરવામાં આવેછે; એમ છતાં તેનો અંત આવતો નથી, એ જોઇ અસલી પાટણ કેટલું વિશાળ ને ભવ્ય હશે એનો ખ્યાલ થઇ શકતો નથી. સિદ્ધરાજના વખતમાં બાબરો ભૂત હતો તે રાતે રાતે આબુ વગેરે ઠેકાણેથી પથ્થર લઇ આવતો, તેને દિવસે જો પુરા કરવામાં ન આવે તો તે બધા પથ્થર પાછા લઇ જાય; તે ઉપરથી જેટલા પથ્થર આવતા તેટલા જમીનમાં દાટી દેવામાં આવતા. માટે ત્યાં અખૂટ પથ્થર રહેલા છે. પથ્થરનો સુમાર ન લાગવાથી લોકોમાં આવી કથા ખરી મનાય એમાં નવાઇ નથી. ભાંણવડ (નગરનું)નજીક એક જાતનો પથ્થર થાયછે તે અતિ છિદ્રાળા પોતનો હોવાથી પાણી શોષી લેછે. મેં નમુનો લીધોછે તે તોલમાં સતાવીશ રૂપીઆ ભાર છતાં પંદર રૂપીઆ ભાર પાણી ચુસી જાય છે! પછી તેને જોરથી મચેરીએ એટલે બધું પાણી નિતરી જાય છે. કુતીઆણામાં મિસ્કિન શાહના મકાનમાં પથ્થરછે

તે પાણીપર તરેછે. એ પથ્થરને લોકો ચમત્કારી ને પવિત્ર ગણેછે. જમનજલાલના મકાનમાં પથ્થરના ઘેટા લઢતા તેમને એક પથ્થરનો પોઠીયો મુકાવતો એમ ત્યાંના લોકો કહેછે. ફકીર તરતા પથ્થરને જોવા દેતો નથી સબબ તેને તપાસવાનું બનતું નથી. તે ઘણો હલકો ને મૃતિકાનો બનેલો હોય એમ જણાય છે. કેટબીક જાતના હલકા પથ્થર થાયછે તે પાણીમાં તરેછે. જાત્રાળુ લોક પવિત્ર ગણીને દ્વારકાં ભણીથી ચક્ર લાવેછે. તરેહવાર આકારનાં મોટાં ગછીઆં ને ગછીઆં એ પદાર્થનાં અમારા જોવામાં આવ્યાં, તેને કેટલાક ઉપયોગમાં લાવી શકાય. એના ભાર (વેઇટ) મજેના થઈ શકે.

૪ ધાતુ. (क.) લોઢું. પરદેશથી તૈયાર ધાતુ અને ધાતુની ચીજો આપણા દેશમાં આવવા લાગો તે અગાઉ તે આપણે અહીં ખાણોમાંથી કાઢવામાં આવતી. હિંદુસ્તાનમાં ઘણુંકરીને સઘળી ધાતુઓ ને રત્નો સુધાં મળી આવતાં એટલે એ બાબતમાં એને પરદેશીઓ ઉપર આધાર રાખવાની જરૂર નહોતી. પરંતુ પરદેશી આવકે આપણા દેશની ખરાબી કરી નાખીછે. આપણા પોતાનાજ પ્રાંતમાં તપાસ કરીશું તો ઘણી જાતની ધાતુઓ માલમ પડી આવશે. સૌથી વધારે ઉપયોગી લોઢું પરવરદિગારની મેહેરબાનીથી ગુજરાતના ઘણા ભાગમાં જોવામાં આવેછે. કપડવંજ આગળ લોઢાની ખાણછે, અને તેમાંથી પેહેલાં લોઢું કઢાતું એમ ત્યાનાં વૃદ્ધ લોકો કહેછે. લોઢાના કામમાં કપડવંજ નજીકનું આંતરસુંબા ગામ પ્રખ્યાતછે; તેનું કારણ એજકે તેની નજીકમાં લોઢાની ખાણ હોવાથી તેનો ઉપયોગ ત્યાંના લોકો સારી રીતે કરી શકતા. ગુરગઢથી ખંભાળીઆ તરફ જતાં ર-

સ્તામાં એક ઠેકાણે પુષ્કળ લોહકાટ (ઓક્સાઇડ ઓફ્આ-યર્ન) મારા જોવામાં અનાયાસ આવ્યો. મેં નીચે ઉતરી તપાસ કીધીતો તેમાંના કેટલાક પથ્થરમાં કંઇ કંઇ લોહું નજરે પડ્યું. એ જગા રાણ નામના ખંભાળીઆ તાલુકાના ગામની નજીક હતી. ગામમાં જઇ તજવીજ કરીતો માલમ પડ્યું કે એ ગામથી પોણા ગાઉ દૂર કાકરી (કાચી ધાતુ-ઓર) ખાણ લોઢાની છે, તેમાંથી પચીશેક વર્ષ ઉપર એ ગામનો લુહાર લોહું ગાળીને કાઢતો. આશરે પચીશ મણ કાંકરીમાંથી આઠ મણ લોહું નિકળતું એવું તે અનૂભવી શખ્શે મને જણાવ્યું. ગાળનાર લુહાર મરી ગયો, અને ગામમાં હવે કોઇને એ ક્રિયા માલમ નથી. એજ રાજનું થોડે દૂર ભાણવડ ગામછે; તેમાં એક લુહાર ગાળવાની એ અસલી ક્રિયાથી વાકેફગાર છે, પણ એ ખબર મને પાછળથી મળી એટલે તપાસ કરવાને બની આવ્યું નહીં. લગભગ ⅓ લોહું નિકળે એ પ્રમાણ કાંઇ થોડું નથી. ખંભાળીઆ તાલુકાનો કાંકરીમાંથી ગાળી તૈયાર કરેલા લોઢાનો એક ગઠ્ઠો નવાનગરમાં મારા જોવામાં આવ્યો હતો. ખંભાળીએ લોઢા કામ દેશી લોઢાનુંજ પેહેલાં થતું. હજી ત્યાંના લુહાર કારીગરીમાં વખણાય છે, અને નગરના લુહાર સર્વોપરી ગણાય છે, તેનું મુખ્ય કારણ આ દેશી લોહું હતું; કારણ એ લોહું વિલાયતી લોઢા કરતાં ચઢતું અને કેટલાકના કહેવા પ્રમાણે તો લગભગ ગજવેલના જેવું હતું. તેના ઉપર ઘણોજ થોડો કાટ ચઢતો એમ તો ઘણા કહેછે, અને તેની લોઢી તાવડીનાં હજી લોકો બહુ વખાણ કરેછે. છરા તલવાર વગેરે હથીઆર પોલાદ કર્યા શિવાય એ લોઢાનાં બનાવતા ને તે મજેનાં થતાં એમ લોકો કહેછે. ધ્રાંગધ્રા તાબે **સડલા કાંતરોડી** ને

પાદર ધાર (ડુંગરની નાની ટેકરી) તથા તળાવ છે, ત્યાં આગળ લોઢાની કાચી ધાતુ છે. ત્યાંથી પેહેલાં લોઢું કાઢવામાં આવતું. નવાનગરના રાજમાં લાલપર, ભાણવડ, મોડપર વગેરે ઠેકાણેથી પણ લોઢું કાઢવામાં આવતું. એના તવા એવા સારા થતા કે તેને માંજ્યા એટલે રૂપાના જેવા ચળકતા ને દેખાવડા માલમ પડતા. જુનાગઢના રાજમાં કેશોદને સીલના સીમાડા ઉપર દેવરાણાની ધારમાં, તેમજ પાટણને વેરાવળની વચ્ચે લોઢાની કાચી ધાતુ મળી આવે છે. પંચમહાલમાં જાંબુઘોડા ને શિવરાજપુર આગળ લોઢાની ખાણોછે.

(ख). **ત્રાંબુ.** ઉપર જે નવાનગર તાબાનું રાણગામ જણાવ્યું ત્યાંથી બે ગાઉપર નંદાણુ કરીને ગામછે ત્યાં તાંબા તળાવછે. એ જગાએથી ત્રાંબાની *કાંકરી મળી આવેછે. ચુડાની સીમમાં સોનારીઆનો ટીંબોછે ત્યાંની ત્રાંબાની કાંકરી ઘણી વજનદાર છે. ભાવનગર તાબાના શિહોર ગામના ડુંગરામાંથી ત્રાંબાની કાચો ધાતુનો નમુનો ત્યાંના મહેતાજીની કૃપાથી મને મળ્યો છે. ભાવનગર તાબાનું વળાની નજીક ઓગઠ ગામછે ત્યાં આગળ એજ નામના ડુંગરાછે તેમાંથી ત્રાંબુ નિકળી શકે છે.

(ग). **સીસુ.** મારો રસોઇઓ એકવાર ગોધરે જતો હતો તેને રસ્તામાંથી એક પથ્થરનો કડકો જડ્યો તેની અંદર ચળકાટ જોઇ તેણે તે ઉચકી લીધો. હું પથ્થર વગેરે ખનીજોનો સંગ્રહ કરૂંછું તે તેના જાણવામાં હતું એટલે તેણે તે પથ્થર મને બતાવ્યો. તેમાં જે કાંઈ ચળકતું હતુ તે સીસુ હતું. પથ્થરના પ્રમાણમાં તેમાં ઘણો ભાગ સીસાનો જોઇ મને આનંદ થયો, અને તે વિશે તજવીજ કરી તો

---

* કાંકરી એટલે કાચી ધાતુ અથવા ઓર.

માલમ પડયું કે ગોધરાની નજીકમાં એવા ઘણા પથ્થર તેણે જોયા હતા. વધારે તપાસ કરવા મેં ગોધરે બખાણ કર્યું, પણ ત્યાંથી કશો પત્તો હાથ લાગ્યો નહીં. એ તરફ જનાર કોઇ શોધક પુરૂષ એની તજવીજ કરેતો સારૂં. હાલમાં મારા જાણવામાં આવ્યુંછે કે એ સીસુ ગોધરા પાસે કાંસુડી ગામ છે ત્યાં આગળથી મળી આવે છે, એટલે ત્યાં **પરભા** વેહુળો છે તેમાંથી એ નિકળે છે. પંચમહાલમાં નારૂકોટ અને ઝબુઆણ વચ્ચે સીસાની ખાણ છે. એ ભાગના ધણનેરે આશરે પાંચશે મણ પથરા અજમાશ સારૂ કઢાવ્યા છે.

(ધ) **રૂપુ.** ખોરાસુ કરીને જુનાગઢ તાબાનું ગામ છે, ત્યાં નદી કાઠે રૂપાની રેતી નિકળે છે. એજ રાજમાં ભાગે તાબાનું ચરબ ગામછે ત્યાંથી રૂપાની કાંકરી મળી આવેછે. તેનો નમુનો રા. નૃસિંહપ્રસાદભાઇના સંગ્રહસ્થાનમાં મેં જોયો હતો. ઇડર નજીકમાં રૂપાની કાચી ધાતુ છે. સ્વર્ગવાસી મહારાજ જવાનસિંહજીએ તે કાઢી ગળાવી જોયું હતું. રૂપીઆની કીમતના રૂપા ઉપર આ. રાડ આના ખરાજાત લાગવાથી તે કામ તેમણે પડતું મુકયું હતું. પરંતુ એ વિશે વધારે તજવીજ થાય અને ગાળવાની ઉંચી જાતની ક્રિયા લાગુ કરવામાં આવે તો કદાચ તે ફાયદાકારક પણ થઇ પડે. ધાત્વાદિકની તજવીજ એકવાર કરી જોઈ મેહેનતથી કે પૈસાના ખરચથી કંટાળવાની નથી.

(ઙ૦.) **સોનું.** ચુડાને પાદર ગોકળ લાણીઆ કણબીનો કુવોછે તેમાંના પથ્થરની અંદર સોનાની રજ જણાયછે. (પથ્થર સ્વાભાવિક સમજવા. કાઠીઆવાડમાં ઘણેખરે ઠેકાણે અંદર ખડકો હોવાથી કુવા માંહે સણવા પડતા નથી.

જુનાગઢના રાજમાં ગીરનારના ડુંગરોમાં અને બીજે ઠેકાણે સોનું નિકળે એમ છે; પરંતુ તેની સચાઇ વિશે તપાસ કરવાનું મારાથી હજી બની આવ્યું નથી. જાંબુ-ઘોડાથી ઉત્તરે સોન ખાણછે ત્યાં સોનું પથ્થર સાથે મળે-લું જડેછે. પેહેલાં ત્યાંથી સોનું ગાળી કાઢવામાં આવતું, તેની સાખેતીમાં તેનું નામજ બસછે, તેમ હજી ત્યાં જુ-ની ખાણો નજરે આવેછે.

(ચ). **અબરખ.** ઈડર તાબાનું એક ગામ અરપોદરા કરી-ને હરસોલથી આશરે આઠ ગાઉ થાયછે ત્યાં આગળ અબ-રખની ખાણછે. લુણાવાડાનો એક ડુંગરો(નામ યાદ નથી) અબરખથી ભરપુરછે. રસ્તે ચાલતાં અબરખ ચળકારા મા-રતી માલમ પડેછે. અબરખ મિશ્રિત ત્યાંની માટીવડે લોકો ઘરની ભીંતો ને કોઠીઓ ધોળેછે. તે બહુ રળીઆમણું દેખાયછે. નાની છાટ શિવાય વખતે મોટા કડકા પણ મળી આવેછે એમ સાંભળવામાં છે. પણ અબરખનો સો-થી મોટો ભંડાર જુનાગઢનું રાજછે. ગીરનાર ઉપરની અબરખવાળી રેતી વિશે પાછળ લખ્યુંછે. કાળીકાના નાકા આગળ કાળો અબરખ મળેછે. સુરજકુંડ આગળ પીળા અબરખના પથ્થર જોવામાં આવેછે (અબરખ જુદા જુદા રંગની થાયછે તે વાંચનારને માલમ હશે.) જાંબુ-ઘોડેથી પાંચગાઉ ઉપર રૂપારેલ ડુંગરછે તે અબરખનો છે. ઉપરની ચાર પાંચ હાથ માટી ખોદી નાંખેથી અબ-રખનાં પત્રાં નિકળેછે. ભરૂચ પ્રદર્શન સારૂ એક ઘન ફુટ માપવાળા બાર કડકા મોકલવામાં આવ્યા હતા. એ ઠેકાણેથી રૂપુ પણ મળી આવેછે એમ લોકો કહેછે. અ-હીંની અબરખ ધોળા રંગની છે.

(છ). **સુરમો.** ઉના તાબે બાણેજના ડુંગરમાંથી સુર

માના થર મળી આવે છે. એનો નમુનો પણ રા. નૃસિંહ-પ્રસાદભાઈના સંગ્રહસ્થાનમાં છે. રજપુતસ્થાનના ડુંગરોમાં સુરમાની સૌથી વધારે નિપજ છે.

(જ). **કોલસા અથવા ખનીજ કોયલા.** જરા વધારે શ્રષ્ટ થઈ ગયેલા કોલસાનો નમુનો એક વખત મને અંબાળીઆ તરફથી મળ્યો હતો પરંતુ જ્યારે મેં તે ઠેકાણે જઈ તપાસ કરી ત્યારે તેના સ્થળની માહિતિ કોઈને હોય એમ માલમ પડ્યું નહીં. તેનું વિશેષ કારણ તો એજ કે લોકો ધાતુના કોયલાને એ ભાગમાં ઓળખતા નથી અને કોઈ ઓળખતું હશે તો તેણે એવા કોયલા પોતાના પ્રદેશમાં થાયછે કે નહીં એ વિશે સ્વપ્ને પણ તપાસ કરેલી હોતી નથી. આ બનાવથી હું બહુ દીલગીર થઈ ગયો, કેમકે અમૂક સ્થળનો પત્તો ન લાગ્યાના અને ઉતાવળના કારણથી તપાસ કરવાની મારી ઇચ્છા બર ન આવી. ઉપયોગમાં આવી શકે એવા કોયલાની શોધ એક જણને લીમડીના રાજમાં હાથ લાગીછે, પરંતુ સારો ફાયદો આવ્યાની આશા પડ્યા વગર તે શખ્સ કોઈને ઠેકાણું બતાવવા રાજી નથી. આ બનાવ સ્વાભાવિક છે, પણ એ સંસ્થાનના સત્તાવાળા એ વિશે કાંઈ ઉપાય લે તો કેવું સારૂં? નાંદોદના રાજમાં નર્મદા કાંઠે કોયલા (અને લોઢું પણ) નિકળે એવી તપાસ એક યૂરોપિયન વિદ્વાને કેટલાંક વર્ષ ઉપર કરી હતી. એ તપાસને ઘણા વર્ષ ગુજર્યાં છે કેમકે તેનું વર્ણન મેં આશરે પંદર વર્ષ ઉપર વાંચ્યું હતું, એમ છતાં કોઈ દેશી કે પરદેશી વિદ્વાને હજી સુધી તેની ફરીને તપાસ કરી નથી એ કેટલું દીલગીરી ભરેલું છે.

**(ख) વનસ્પતિ.**

"ગુજરાત આ દેશ, છે સર્વથી બેશ; શોભિત ઘણા

બાગ, જગદીશનો બાગ." એમ કવિ દલપરામ લખેછે તે યથાર્થ છે. કાઠીઆવાડના ને ભાલના કેટલાક ભાગ શિવાય ગુજરાતમાં એવા પ્રદેશ ક્વચિતજ જોવામાં આવશે કે જે વનસ્પતિથી ભરપુર ન હોય. કાઠીઆવાડના કેટલાક ઉજ્જડપણાનું વળતર તે માંહેના ઘાડા ડુંગરી જંગલોથી થઇ રહેછે. સૌરાષ્ટ્ર અને ચરોતર ખરેખરા ઇશ્વરી બગીચા છે. સુરત, ભરૂચ અને ઉત્તર ગુજરાતમાં ઝાડોની ખોટ નથી. રેવાકાંઠો અને મહીકાંઠો વિશેષે કરીને જંગલમય છે. ઇમારતીને નકશો કરવાનાં લાકડાં પુષ્કળ થાયછે અને દવાદારૂ માટે ઔષધીની ખોટ નથી. ગીરની, ગોસારની, બરડાની, પાવાઘઢની, દેવગઢ બારીઆની, ને ધર્મપુરની ઘાડી ઝાડી જોનારને વિસ્મિત કર્યા વગર રહેતી નથી. વનસ્પતિ વિશે ઘણી તપાસ થવાની જરૂર છે. કારણ તે માણસને અનેક રીતે ઉપયોગી છે. ઇમારતોમાં એનો બોહોળો ઉપયોગ છે, શરીરનું પોષણ કરવાને ફળ ફળાદી એમાંથી મળેછે. રોગથી રીબાતાને તનદુરસ્ત કરવામાં એ મોટો ભાગ લેછે, શરીરનું રક્ષણ કરનાર વસ્ત્ર અને તેને રંગબેરંગી કરી શોભા આપનારા રંગો એમાંથી પ્રાપ્ત થાયછે. ઘરગથ્થુ કામની ને શોભાની સેંકડો ચીજો એની બનેછે, અને ટુંકામાં કહીએ તો પ્રાણી માત્રને પોષણને રક્ષણ સારૂ ઘણો ખરો એના ઉપરજ આધાર રાખવો પડેછે. એ વગર સૃષ્ટી બોડી રોડાંને સૌંદર્ય વગરની માલમ પડે. બીજા દેશોમાં વનસ્પતિ વિદ્યા ઉપર વિદ્વાનો પુષ્કળ ધ્યાન આપેછે, ત્યારે આપણે આપણા દેશની વનસ્પતિના નામ સરખાં પણ જાણતા નથી. આપણે ભણેલા જુવાનીઆ જગલમાં જઇ ત્યાંના સૌંદર્યની સામાન્ય તારીફ કરીએ છીએ, પ-

ણ કોષ ત્યાં આગળની વનસ્પતિનાં નામ ઉપયોગ કે ખૂબી પુછેતો આપણને ઘણી ખરી બાબતમાં આપણું અજ્ઞાન જણાવવું પડે છે. " એક માણસ મગના કે ચ-ણાના ઝાડ ઉપરથી પડીને મરણ પામ્યો" એમ કહી ગા-મડાંના લોકો શેહેરીઓની મજાક કરેછે. મગ ને ચણા તે વેલાને, છોડને કે, ઝાડને લાગતા હશે તેની માહીતિ શેહેરના ઘણા લોકોને હોતી નથી. આવો જાતની મજા-કનું કારણ આપણે ભણેલા પણ આપણા અજ્ઞાનથી ઘ-ણી નહીં તો કેટલીક બાબતમાં ખસુસ થઇ પડીએ.

વનસ્પતિનો ક્રમવાર ગોઠવણ કરવી અને તેનુ યથા-સ્થિત વર્ણન આપવું એ વિશાળ કામ કરવાને હું લાયક નથી, તેમ તે વિષે મેં જે કાંઇ લેશમાત્ર માહીતિ મેળવી છે તે જણાવવાને અવકાશ ને જગા નથી. જેટલી તપાસ કરવાનું મને કેટલેક ઠેકાણેથી બનો આવ્યુંછે તેટલી તપાસ ઘણે ઠેકાણે કર્યા વગર અરાઢ ભાર વનસ્પતિ ધા-રણ કરનાર ગુજરાતની વનસ્પતિ વિષે વર્ણન કરવાનું ડોળ ઘાલવાથી મારી સ્વભૂમિને ગેરઇનસાફ મળે એવી ધા-સ્તી છે, માટે આ પ્રસંગે એ વિચાર હું છોડી દઉછું. એમ છતાં હવેના શોધકોને કાંઇ સાધન મળે એટલાં મા-ટે જે વિષે બનતી તપાસ મેં જાતે કરેલી છે તે વિષે અહીં ઇસારા રૂપ થોડુંક લખો જાઉંછું. નીચેની યાદમાંથી રૂપીએ બાર આના ઊપર વનસ્પતિ ગીર અને ગીરનાર-ની ઝાડીમાં મળેછે. મારી લીધેલી નોંધને રા. નૃસિંહપ્ર-સાદભાઇના ઉપયોગી સંગ્રહસ્થાન વડે બહુ મદદ મળીછે. તેમાંથી કેટલાંક નામ મળી આવ્યાં તે કયા કયા વર્ગમાં નાંખવાં એ વનસ્પતિ જોયા વગર બની આવ્યું નથી(એ કારણથી કોઇ કદાચ ભેળવડાયાં પણ હશે) માટે તે છેવટ

જાદાંજ આપ્યાંછે. ઘણું કરીને અનાજ તથા બાગ બ- ગીચાનાં ઝાડ પડતાં મુકયાંછે, કારણ તેમની માહીતિ ઘણાને હોયછે.

(અ) ઝાડ—૧ મેદી—રંગ લાલ હાથે પગે ભરાં મૂકે છે, ગરમી તથા રતવા ઉપર કામ લાગેછે. ૨ સરગવો —તેનાં ફુલ અને શીંગ ખવાય છે, મુળ ને પાંદડાં વા ઉપર કામ આવે છે, ફળનું તેલ વૈદકના કામમાં આવે છે. ૩ ગોરડ —એને ગુંદર થાયછે તે પુષ્ટી કર્ત્તાછે. ૪ ટાઢાળી—તાપોડિયાં ઉપર ચોપડાય છે. ૫ મરૂઢ—લાકડું ખીલ માંકડાના કામમાં આવે એવું સખત થાયછે. ૬ બાવળ—ઈમારતી કામમાં, છાલ રંગાટીના કામમાં, તથા ટાઢક કરવાના કામમાં, પૈડાંનાં અથાણાં થાય ને તે ઢોરને ખવરાવે છે. ૭ આંકલો—પાંદડાં ગડગુમડ ઉપર ચોપ- ડાય, લાકડું ઘસીને ઘા પડચાપર ભરેછે-૮ કડાઇ—એનો ગુંદર થાયછે. ૯ ઉમરડા એનાં અંજીર જેવાં ફળ ખવાય, દુધ ગરમી ઉપર પવાય, ને ગળું પડચું હોય તો લેપન કરવામાં આવે, તથા ખસ ઉપર ચોપડાય. ૧૦ ખાખરો— એના ફુલને કેશુડાં કહેછે, તેનો રંગ થાય, મુળિયાંના રેષાનાં દોરડાં વગેરે થાયછે, પાંદડાંના પડીયાપતરાળાં થા- ય, એની કુંપો વાગેલા ઉપર ચાવીને બાંધેછે ને તે તપખીરના બંધારણમાં કામ લાગેછે. ૧૧ જાંબુઓ— ઇમારતી કામમાં આવે, ને ફળ ખાવામાં આવેછે. ૧૨ તરંડીઓ (તયડીયો) કોહ ઉપર ભરવામાં આવેછે. ૧૩ લીમડો—ઇમારતી કામમાં ને દવાના ઘણા કામમાં આ- વેછે, એટલે ગરમી ઉપર તથા ગુમડાં ઉપર અર્થ આવે, વચ્ચે પાકો ગર થાયછે, તે સુખડ જેવી સુગંધ આપેછે, ને વૈદકના કામમાં આવેછે. લીંબોળીનું તેલ રગત પીતની

દવા ગણાયછે. ૧૪ કાળીઓ સરસ—ઇમારતી કામમાં આવે છે, વા ઉપર એની દવા થાયછે. ૧૫ ગુગળ—એનો રસ સુગંધીમય થાયછે; તે ધુપ દેવામાં ને છોમાં નાખવાના કામમાં આવેછે, તથા તેની ગોળીઓ સંધી વાયુ ઉપર કામ આવેછે. ૧૬ રાયણ—ઘણું ઘટ્ટ ઇમારતી ઝાડ, ફળ ખાધામાં આવેછે. ૧૭ આંમલી—ઉપર પ્રમાણે. ૧૮ ટીમરૂ—ફળ ખાધામાં આવે, ને ઝાડમાંના સારનો અખનુસ થાય, ૧૯ ગંજેટી—ઘણું મજબુત લાકડું, એની લાકડીઓ સારી થાયછે. ૨૦ સીસોટી—એજ કામમાં. ૨૧ સાગ—ઇમારતી અતો ઉપયોગી લાકડું. ૨૨ હરડે—રેચકછે, તે દવાના કામમાં આવે છે. ૨૩ ગરમાળો—એ રેચકછે, તે કવાથમાં પણ કામ આવેછે. ૨૪ આંબો—ઇમારતી ઝાડ, એનાં અમૃત ફળથી સૌ વાકેફ છે. ૨૫ વાંસ—ઇમારતના તથા ટોપલા ટોપલીઓ, સાદડીઓ ચક વગેરે ઘણા કામમાં આવેછે, વાંસીઆ ઘઉ ફરાળનાં કામમાં આવે છે. ૨૬ સીસમ—ઇમારતી શોભીતું લાકડું અનેક કામમાં આવે છે. ૨૭ કડાયો—એનો ગુંદર એજ નામથી ઓળખાય છે. ૨૮ કુધલો (કુધી) એનાં બલઇઆં વેહેરાય છે, ને ખાટલા વગેરે પણ થાયછે. ૨૯ કડો— ઇમારતી કામનો છે, એનાં ફૂલ કઢીમાં નંખાય છે. ૩૦ કરમદી—એનાં ફળનાં અથાણાં થાયછે. ૩૧ સીમળો— એના રસનો ગુંદર થાયછે, ફૂલ રળીઆંમણાં દેખાય છે, ને તુરનાં ગાદલાં ભરાય છે. ૩૨ ખેર—એનો ગુંદર મરદના ખાધામાં આવે, લાકડું ઘણું ઘટ થાયછે તેથી તે ઇમારતી કામમાં આવે છે, ખીલ માંકડાને સાંબેલાં પણ એનાંજ થાય છે. ૩૩ આમળી—ફળનાં અથાણાં અને મુરબ્બો કરે,

તેમાંથી ઘી અથવા કીટું કાઢી દવામાં વાપરે છે. ૩૪ પીંપળો—સહુના જાણવામાં એ પવિત્ર ઝાડ છે, એને લાખ થાયછે. ૩૫ પીંપર—આ પણ જાણીતું ઝાડ છે એનાં ઢેસાં ગરીબ લોકો ખાય છે. ૩૬ વડ—એ હિંદુસ્તાનનું અંજીર, મુસાફરોને તાપનું વિશ્રામ સ્થળ, અને જનાવરોનું રહેઠાણ, ને ઉપજીવીકાનું સાધન છે. એની કુંપળોને દુધ ઓસડના કામમાં આવે છે. ૩૭ કણઝી—ઇમારતી લાકડું. ૩૮ કણઝ—ફળનું કણઝીયું તેલ થાય, તે દવામાં વિશેષે કરીને ખરજવા ઉપર ચોપડવાના કામમાં આવેછે, દીવે પણ બાળે છે. ૩૯ મરડાશીંગ—કવાથમાં કામ આવેછે તથા રેચક છે. ૪૦ બીયો—ઇમારતી. ૪૧ ચરલ—ઇમારતી. ૪૨ ધ્રામણ—ઇમારતી. ૪૩ અરણી—પાંદડાં ચુંકપર કામ લાગે, ફૂલની કઢી થાય ને લાકડાની નેહો થાય. ૪૪ વીકડ. ૪૫ ધાવણી (ધાવડી) ફૂલ વૈદકના કામમાં આવે છે, ૪૬ રગત રોયડો—ગરમી અને બીજા કામમાં આવે છે. ૪૭ કદમ—એનાં ફુલ થાયછે, લાકડું ગુમડા ઉપર કામ આવે છે. ૪૮ અરડુશી (અરડુસો) તાવ ઉપર કામ લાગે, એની પલાંઠીમાં લોબાન થાય છે, એમ લોકો કહેછે. ૪૯ આલ—ઇમારતી. ૫૦ શીણવી. ૫૧ બીલી— ઓસડમાં ને ખાવામાં કામ આવે. સુપડાં વગેરે ફળના ગરથી લીપે છે ૫૨ ગુંદી—તેનાં ફળ ખાવામાં અને પાનનો રસ શાકર સાથે પરમીયા ઉપર પાય છે. છાલથી લાલ રંગ થાયછે. ૫૩ ચંબલી. ૫૪ પારસ પીંપળો. ૫૫ સવન—ઇમારતી. ૫૬ સાદડ—ઇમારતી. ૫૭ દડવડ—ઇમારતી. ૫૮ ઝધરીઓ—ઇમારતી. ૫૯—બેડો—ઇમારતી. ૬૦ પાસી—ઇમારતી. ૬૧ વેઢીં ગાળો—ઇમારતી. ૬૨ મહુડો—એનાં ફુલ ખાવામાં, દારૂ બનાવવામાં,

અને કાકબના કામમાં આવેછે. ફળનું તેલ થાયછે, તેને ડોળીઉ કહેછે તે ખાધામાં, બાળવામાં, ને સાબુના કામમાં આવેછે—પાનડાનાં પતરાળાં થાયછે ને ખુપડા ભરાયછે. લાકડું ઈમારતી કામમાં ઘણું આવેછે. ૬૩ લોદર—મુવાવડમાં ફકાવેછે. ૬૪ ઝોંઝો—એના કાતરા ઢોર ખાય, પાંદડાની લોકો પોવાની બોડીઓ કરેછે. ૬૫ બેહેડાં—શાહી બનાવામાં, છીંપાની રંગાટીમાં ને ઔષધીમાં, અને લાકડું ઈમારતી કામમાં આવેછે. ૬૬ મીંઢળ—ગુમડા ઉપર કળીઓ ઘસી ચોપડેછે, તે રેચક પણ છે, પરણે ત્યારે હાથે બાંધેછે. ૬૭ રતનજોધ—ગુમડાં, ને તાવ ઉપર શેક કરેછે. પાઠા ઉપર પાંદડાં કામ આવેછે ને બીજ જુલાબમાં ખપ લાગેછે. એનું મુળ છાશમાં ઘસી કોલેરા ઉપર પાયછે. ૬૮ વગદો—તાવ ઉપર શેક કરે છે. ૬૯ સમડો—ઈમારતી; શીંગો ખવાયછે. ૭૦ ઢેડઉમરડી—દવામાં આવેછે. ૭૧ સરેરો—ઢોર ખાય, દુધ ડાઢ દુખતી હોય ત્યારે કામ લાગે. ૭૨ અગથીયા—એના ફૂલના ભાજી થાય. ૭૩ કોઠી—એનાં ફળ ચટણીમાં નાંખેછે. ૭૪ બકામ લીમડો. ૭૫ મીઠો લીમડો. ૭૬ વડગુંદો ( ગડગુંદો ) ૭૭ તોરણ—એનાં પાંદડાં સર્પ કરડ્યા ઉપર ચલમમાં ભરી પાયછે અગર નાગરવેલની બીડી કરી તેમાં ખવરાવેછે. ૭૮ ઝેરકચોલાં—દવામાં કામ આવેછે. ૭૯ અરીઠા—મેલ સાફ કરવામાં. ૮૦ આસોપાલવ. ૮૧ આંરોળી.

(ચ) છોડ-૧ વેલંતરો-ધંટીનાં ખીલમાંકડા કરવામાં આવે, એવું ઘટ્ટ લાકડું થાયછે. ૨ કાંટાશુળીઓ—વરાધ ઉપર કામ આવેછે. ૩ આવળ વાગેલા ઉપર કામ આવેછે. એની છાલ રંગાટીના કામમાં આવેછે, રંગ જાંબુઓ થાય.

૪ થોર—એનાં પાંદડાં દવાના કામમાં આવે. ૫ ડુંગરો—નદીમાં કે તળાવમાં થાય, તેની ગાંઠ ડુંગળીના ડચકા જેવી પણ વધારે કઠણ થાયછે. તે સાતપડાપર ચોપડાયછે. ૬ પડોપાંદડી—સુગંધી કામમાં; એનું અત્તર થાયછે. ૭ મોગરો—ફુલ સુગંધીદાર હોયછે. પડોપાંદડી અને મોગરા નાં જંગલનાં જંગલ ગીરનારપર છે. ૮ સીતાફળી—પાંદડાં રૂઝવવા ને ફળ ખાવામાં આવેછે. ૯ સાળી—ફુલ રંગાટીના કામમાં આવે, રંગ પીળો થાયછે. ૧૦ કણેર—ફુલ રાતાં થાયછે, એનાં મુળ સાપની દવામાં આવેછે. ૧૧ મીઠીઆવળ—જુલાબ લેવાના કામમાં આવેછે. ૧૨ કાળો કંથેરો—મુળ ગુમડાં ઉપર ચોપડાય છે. ૧૩ કંથાર—તેનાં ચણીબોર જેવાં કાળાં ફળ ખટમધુરાં લાગેછે. ૧૪ કાસંદ્રો—(માળવીપુંઆડ) મુળ તાવ ઉપર પવાયછે,બીજ ઢોરને ખવરાવેછે. ૧૫ અંધેડો-એના દાણા બાળીને ગડાકુમાં નાંખેછે, તેમજ એની ભસ્મ ઉધરસના ઠાંસા ઉપર વપરાયછે. ૧૬ ગળજીભી—પકવવા ઉપર પાંદડાં કામ આવેછે. ૧૭ કુએ—તાવ ઉપર નાસ લેવો હોય તો કામ આવેછે. ૧૮ કુબીર્નાં ભાજી થાય અને કઢીમાં પાંદડાં નંખાયછે. ૧૯ ભાંગરો—ઢોર ખાયછે. ૨૦ ધિલોડી—કડવી તથા મીઠી—આનાં ફળનું શાક થાયછે. અફીણનો કેફ ઉતારવા ને મુળ, ને વીંછીપર એનાં પાંદડાંનો રસ પવાય, પગ પાકવાપર એનાં પાંદડાં બંધાયછે. ૨૧ રતવેલ—મુળ રતવા ઉપર કામ લાગે. ૨૨ ગેગડી—એજ કામમાં આવે છે. ૨૩ વિકલો. ૨૪ જડજાંબુ. ૨૫ રાધાગાળી—ફુલ કેશુડાં જેવાં, મુળ કીડા પડ્યા હોયતો તેપર કામ લાગે.( વઢવાડીયો અથવા કંકાસણી પણ કહેછે.) એને ઘર ઉપર

નાંખેતો લઢવાડ થાય!! ૨૬ કાંસકી—ઝાડા ઉપર કામ લાગે એની છાલની બીડી થાય, એનાં ફળ રંગ ચિતંર-વામાં બીબાની ગરજ સારેછે. ૨૭ મધુરામધુરી—મુળ વરાધ ઉપર કામ આવે. ૨૮ મરેઠી—ખાધાથી રવ-રવાટ અકલકરા જેવો જીભે થાય. ૨૯ પોપટી—બીજ ખટમધુરાં લાગે. ૩૦ અસાળીયો—સંધીવાયુ ઉપર કામ આવેછે. ૩૧ ગોરખ ગાંજો. ૩૨ એજનદેશી. ૩૩ એ-જન ડુંગરી. ૩૪ બોડી અંધેડો. ૩૫ ભોંયરીંગણી—કી-ડાપર તથા દાઢ દુખવાપર તેનાં બીજની ધુમાડી દેછે. કવાથના કામમાં આવેછે. એના દાતણ વડે એકાંતરીઆ તાવનો ટુચકો કરેછે! ૩૬ કુંવાડીયો—બીજથી દાદર જાય, એને ઢોર ખાયછે, પાંદડાની ભાજી માણસ ખા-યછે. ૩૭ કાળીજીરી—ઘોડાને ખવરાવેછે, અને બીજાં ઘણાં ઓસડના કામમાં આવેછે. ૩૮ તેલવણી ( હા-ડીઆકરેહણ )—પાંદડાનો રસ કાન પાકયો હોયતો મુકાય છે તથા ભાજી પણ થાયછે. ૩૯ પાંલુડી ( પીલમડી ) ભાજી થાયછે, સોજા ઉતરે, ફળ ગળચટાં થાયછે. એ-નાં મુળીઆંને ઘસીને આંખે આંજે એટલે સાપનું ઝેર ઉતરે એવું કહેવાય છે. ૪૦—ભોંયઆમલી. ૪૧ મ-રવો (ડમરો)—સુગંધીદાર. ૪૨ નરેર. ૪૩ નગોડ—ધુ-પેલમાં નંખાય, ઝામરપર કામ લાગે નગોડથી સૂવાવડીને નવરાવેછે. ૪૪ બલદાણા—(બોળ)ના સાવરણા થાય, વસાણામાં અર્થ આવે. ૪૫ એખરો—બીજનું તેલ દી-વા બાળવાના કામમાં આવે. ૪૬ ઈંદ્રજવ—તાવ, અજી-ણ વીગરેમાં કામ આવે, ઉકાળામાં નંખાય. ૪૭ ધુટબો-રડી—ગુમડા ઉપર પાંદડાં બંધાય. ૪૮ લાંખડી—ભાજી થાય, ઢોર ખાય. ૪૯ ઉંધાફુલી. ૫૦ પાંદડીઉ. ૫૧ અકલ-

ફરો દવાના કામનોછે. ૫૨ ઉથમુજીરૂં ૫૩ ખડસેડીએ—જુંડા બંધાયછે. ૫૪ ધંતુરો—ઉધાન ઉપર કામ આવેછે, કેફીછે. ૫૫ વાંબઠ (કરેઠીયું)—ટોપલા તથા કોઠીઓ તથા પાંજરીઓ ગુંથાય; મુળ બંધકોશ ઉપર ઉકાળી પવાય. ૫૬ આકડો—પાંદડાં વારો મુકવામાં, દુધ ખસની, ખરજવાની દવામાં, ચામડાનાવાળ ખેરવવામાં આવે. ફુલ ચુંક. વાયુની, ફાકીમાં નંખાયછે. મુળ દવાના કામમાં આવેછે. ને રૂર ગાદલામાં ભરાયછે. ૫૭ શાળી— ફુલ રંગાટીના કામમાં આવેછે. ૫૮ ગળી—રંગાટીમાં. ૫૯ કસુંબી—રંગાટીમાં. ૬૦ ભોંટંગડી. ૬૧ ભોંય સમડી—ગુમડાં રૂઝવવાની. ૬૨ કેરડો—ફળનું અથાણું થાય. ડુંખો ચુંકપર કામ આવેછે. ૬૩ ચણી બોરડી—નાનાં બોર થાયછે. ૬૪ રાતી જાંબડી—રતવાપર કામ આવે. ૬૫ ભોંય પાતરી—લોહું મારવાના કામમાં આવેછે. ૬૬ તુકમરીયાં—(બાવચી) પરમીઆ તથા ગરમી ઉપર બીજ ઉપયોગનાંછે. ૬૭ હીરવણી—(સોભાગ્યસુંદરી-જાસુદી) ફુલ મહાદેવને ચડેછે. ૬૮ ચિત્રક—દવાના કામમાં. ૬૯ તંબાકુ—આંતરગળ ઉપર પાન બંધાયછે. ૭૦ કરીઆતુ. તાવની દવા. ૭૧ કુંવાર—મુરબ્બો, અથાણું કરેછે. બદ તથા ગુમડા ઉપર કામ આવેછે. ૭૨ દુધીઓકંદ—સ્ત્રીને ધાવણ ન આવે તો ટોપરા સાથે ખવરાવેછે. ૭૩ ચંપો—(સોન, ખડ, ભુંયચંપો). ૭૪ લાજરૂ (લજામણી.) ૭૫ ધુદના—હડકાયા કુતરા ઉપર, હરસ ઉપર તથા કમળા ઉપર આવેછે. ૭૬ ગુલબાસ. ૭૭ રાઇ. ૭૮ ખસખસ. ૭૯ મરચાં—કોલેરા ઉપર બી વગર છાલ વાટી ગોળી કરી ખવરાવેછે. ૮૦ ખોયણો—(ખોયણી) ગુમડાં પર. ૮૧ ઘોડાસણ. ૮૨ વછનાગ—આશુપર

થાયછે. તે રસાયની જબરી દવાછે. ૮૩ તુળશીના પવિત્ર છોડ દવામાં વપરાયછે. ૮૪ રામ તુળશી મોટા પાનની. ૮૪ ઘોળીમુશળી ધાતુ પુષ્ટછે.

(क) વલ્લિ (વેલા) ૧ જેઠીમધ-ગડગુમડ ઉપર ચોપડાય. ૨ કાળીપાઠ-એનું પાન ગુમડાપર સવળુ મૂકે તો પકવે અને અવળું મુકેતો રૂઝવે. ૩ સમુદ્રફેણ(સમુદ્રશોષ) એ પણ એજ કામમાં આવેછે. ૪ કાંદ-ભજીયાં થાયછે. ૫ પોઇ-ભાજી તથા ભજીયાં થાયછે. ૬ ઓડીઓ કલાર —ઝામર ઉપર અર્થ આવે. એનાં ફૂલ કલગીમાં મૂકે છે. કેમકે તે રળીયામણાં દેખાયછે. ૭ પથરચટી—ગિરનાર પર થાયછે ચટણી વગેરેમાં અર્થ આવેછે, બપોર સુધી તે ખાટી રહે ને પછી તેનો ખટાશ મટી જાયછે. ૮ ભમરડી (ફેરમણી) આનાં પાન ગમે તેવા ઝામરાને બાળી મૂકે છે. ૯ આંખફુટામણી-આનાં બી વરાધ ઉપર કામ લાગે છે. અને તેને વરાધીયાં બીજ કહેછે. ૧૦ વખપોપટી ૧૧ અંતરવેલ-એને સોજા ઉતારવાના ઉકાળામાં નાખેછે. ૧૨ ખાટ ખટુંબો (ખટુમડો)-મુળ નપુસક થયોહોય તેને ખવરાવેછે. વેલા ચીકણા હોય તેથી ભારા બાંધવાના કામમાં વાપરેછે. ૧૩ માલ કાંકણી—પાન ઘાની રૂઝપર આવે, એનાબી અવાજુ ઉપર અર્થ આવે. ૧૪ ફેસી ગામડામાં છોકરાં ઘી ખીચડી કહીને ખાયછે. ૧૫ તડાકતુંબડી, ૧૬ ઝીણી (તુંબડી-બીબી) આનાં બીજ રેચક છે. ૧૭ વેલ (વછન)-પાંદડાં—વલોવી આંખ આવી હોય તે ઉપર બાંધે, ભારા બાંધવાના કામમાં આવેછે. ૧૮ સાટોડી-આની ભાજી થાયછે, ને ગુમડા ઉપર મુળ ચોપડેછે. ૧૯ કાકચ-કાચકી ફળ કરમ ઉપર કામ આવેછે.

કોઇ ઠેકાણે એનું ચલણ હોયછે. ૨૦ કાંકોળ-ફાફડાનો લાલ રંગ થાયછે, પાંદડાં બંધારણમાં આવે. ૨૧ ચણોઠી અસાધારણ રેચક છે. ૨૨ આટોડી. ૨૩ અપર ફુલી. ૨૪ શંખાવલી-ઔષધીના કામની. ૨૫ તુમડી. ૨૬ ગલકી. ૨૭ કુંચી. ૨૮ કોળી. ૨૯ શીંગોડી. ૩૦ નાળો. ૩૧ કારેલી. ૩૨ પાડાવેલ-કુંપોનું શાક થાય તાવ ઉપર નાસ લવરાવે કાનમાં બાળીને નંખાય. ૩૩ આબુઆ-મીઠો હોયતો શાક થાય, પાકતું હોય તે ઉપર પાંદડાં બંધાય. ૩૪ ફુદડ -ઝાડાને મરડા ઉપર ચાનકી કરી ખાય, એની કુટ કરી ભાગેલાં વાસણ સાંધે છે. ૩૫ નાગલા દુધેલી—દુધ મબારખો ઉપર ને દાદર ઉપર કામ આવે. ૩૬ કૌવચ-કરમ ઉપર તેના કાંટા કામ લાગે, વીછી કરડ્યો હોય તો બીજને હોકામાં પાયછે, એનો પુષ્ટી કારક અર્ક નીકળેછે. ૩૭ ચીમડ-બીજનો ગર આંખ આવી હોયતો આંજે છે. ૩૮ ઢાંસર ધુમસ-લાકડીઓ થાય. ૩૯ ડોડી-ભાજી થાય, તુરનું ઉસીકું ભરાય. ૪૦ વખડોડી-મુળ ગુમડા તથા કંઠમાળ ઉપર કામ લાગે, ૪૧ વણસા ડોડી—ફુલની ભાજી થાયછે. ૪૨ કંકોડી ફળનું શાક થાયછે ને રસ વડે ધાતુ મરાયછે. ૪૩ ભોંય ભોટીગડી (ઝેરકચોળી)-ઘોડાને બાદી થાય તે ઉપર કામ લાગે. ૪૪ અઠી મઠી-ઢોર ખાય. ૪૫ વાડકારેલી—ગોળ કારેલા થાયછે તે. ૪૬ કાંટાકોળી. ૪૭ દીકામાળી (કીડામારી). ૪૮ ઘીલોડી. ૪૯ મધુમાલત. ૫૦ ગોકરણી. ૫૧ વાચોટી. ૫૨ ગોખરૂ પુષ્ટી કરતા છે. ૫૩ ગળો તાવપર અને અનેક ક્વાથમાં કામ લાગેછે. ૫૪ ચેહેરાં સંધીવાયુપર ઉપયોગી છે.

(ઙ) ઘાસ—તૃણ વર્ગ ૧ વિહાર. ૨ કાશ.—જુડા બંધાય છાપરાં છવાય, ૩ ધરૂગડી—ઉનાળે ઢોર ખાય, મુળ ખુ-

પેલમાં નંખાય. ૪ઝરમરી. ૫ ગાંઠિઉ. ૬ ધ્રો. ૭ ઝાંઝવા. ૮ બોકંડુ. ૯ તારો. ૧૦ લંગુરો. ૧૧ ભુમરી. ૧૨ ગાંધી ૧૩ શુળવાળી ૧૪ લંડીયો આ બધાં ઢોરના ખાધામાં આવેછે. ૧૫ તયણ (તૃણ) કોઢ ઉપર કામ આવે. ૧૬ વિરણ—મુળની ટટી થાય, ધુપેલમાં નંખાય. ૧૭ ચી-ડો-ઢોર ખાયને તેની સાથ—ધુપેલમાં નંખાય. ૧૮ ડાભ (દર્ભ) ૧૯ પાન બાજરીયું- ધા ઉપર અર્થ આવેછે.

(ફ) ઉપલા વર્ગોમાં ન આણી શકાય એવાં. ૧મુઝકુંદ ૨કાળો હંસરાજ ૩ કાળી ડાંડીનો હંસરાજ ૪ મામેજવો. ૫ મોલરી. ૬ હરમો ૭આંમરો ૮ગંધેડો ૯ઉંદર કરર્ણી ૧૦ભમરછાલ ૧૧ માંઝાલ ૧૨કાગજંઘા ૧૩સમરવો ૧૪દાદરો ૧૫ખીજમડી ૧૬ રગતપીતી ૧૭ રેશમડી ૧૮ખીખલો ૧૯ઝાંગડો ૨૦ધ્રોદરડી ૨૧ આપટી ૨૨કચનાર ૨૩લોદર ૨૪વેકરીયો ૨૫ભમરસાલ ૨૬ પાપડી ૨૭ ખલઅલરામી ૨૮ રાહુડો ૨૯ઉજડ કલમ ૩૦ શરીપંખ ૩૧ શેલેર ૩૨મોલડી ૩૩ કાલરડી ૩૪મીઠપ ૩૫ ભમરલાખ.

ઉપર જણાવેલી વનસ્પતિ પૈકી પોણાભાગ ઉપર ગીર અને ગીરનારની ઝાડીમાં થાયછે. બર્ડોડુંગર વ-નસ્પતિથી ભરપુરછે, અને વિશેષે કરીને વૈદકનાં કામમાં આવે એવી વનસ્પતિથી તે જાણીતોછે. એક વાર નગરનાં અંદુભટે આખો ડુંગર વનસ્પતિ ઉછેરવા ને નવી નવી વિ-દેશી વૈદકની વનસ્પતિ ઉગાડવા કેટલાક વર્ષની બાણીએ રાખ્યો હતો, પણ થોડી મુદતમાં કાંઇ કારણસર રાજાએ તે પાછો લઇ લીધો હતો. પારસ ગોખરૂને ગુગળ ઓખા-મંડળમાં જથાબંધ થાયછે. આબુ પર્વત ગીરનારથી ઉતરે એવો નથી. પાટણવાડામાં અફીણ ને શરસવ પુષ્કળ થાયછે. દેહગામની આસપાસ રાયણ ને મહુડા એટલા જથાબંધ જોવામાં આવ્યા કે તેવી લતા બીજે ઠેકાણે ભાગ્યેજ હો-

૫. રાયણ ને મહુડા ચરોતરમાં થોડા થતા નથી. અમદાવાદ, ચરોતર, નવસારી, ગણદેવી,ને જુનાધડમાં જેટલા આંબાછે તેટલા બીજે ઠેકાણે નથી. માતર તાલુકામાં કસુંબી ને બોરસદ તરફ ગળીને શુખડ પુષ્કળ થાયછે.કોઠ ગાંગડ તરફ પીલુડાનું ને ધોલકા તરફ લીબોળીનું તેલ થાયછે તે દવાના કામમાં વપરાયછે. પાટણવાડામાં કણઝના વૃંદ ઘણાં હોવાથી તેનાં બીજનું ઉપયોગી તેલ ઘણું થાયછે. ગોધરા તરફ તેલને ડોળીઉં ઘણું નીપજે છે. આબુ, ગીર, ને દેવગઢની ઝાડીઓમાંથી ચોખ્ખું મધ ઘણું મળેછે. નાંદોદ ને ધર્મપુરના રાજતરફનાં ડુંગરી જંગલોમાં ખેર પુષ્કળ થવાથી તેમાંથી ખાવાનો કાથો ને ખેરસાર થાયછે.ચારોળીનો મેવો બારીઆના રાજમાં જોઇએ તેટલો નીપજે છે. પીંપળા બોરડી ને થોરપર લાખ જ્યાં ને ત્યાં થાયછે, તથાપિ તેની વિલાયતી જેવી લાકડીઓ બનાવવામાં આવતી નથી, તેથી વીલાયતી લાખનો વાપર વધી પડ્યોછે. રંગાટીમાં આવતા અનેક રંગ આપણે અહીં મળી આવેછે, એટલે ગળી, કસુંબી, શાળી, બાવળની છાલ, કાથો, હળદર, કેસુડાં, કાંકળના ફાડડા, લાખ વગેરે; અને તપાસ કરતાં બીજા ઘણાં રંગ જડો આવે, તથાપિ તપાસ કરવાની, અજમાસ કરી જોવાની, ને ઉપયોગમાં લાવવાની વૃત્તિ કોને છે. બાવળ, ગોરડ, ખેર, કઢાયો, શીમળો એનાં રસનો ગુંદ થાયછે, અને તે દરેક ડુંગરી પ્રદેશમાં જોઇએ તેટલો મળી આવેછે. શીશમ, સાગ, ને વાંસના ઇમારતી લાકડાં, ગીર, ગીરનાર, બર્ડો, આબુ, રેવાકાંઠો,પંચ મહાલ ને સુરતની પૂર્વે ધર્મપુરના રાજમાં પુષ્કળ થાયછે. રેવાકાંઠા પંચ મહાલમાં ને વિશેષે કરીને બારીઆના રાજમાં સાગ, સીસમ(જુજ), વાંસને, ટીમરુ સાથે બીયો,સાદડ, કુંળજ

(હળદરવો), તણછ, ધામણ થાયછે તે સૌ ઇમારતી ઉપયોગી લાકડછે. વળી ત્યાં ધોળી મુશળી થાયછે. નાના ડુંગળીજેવા છોડ જેને લોકો કુલ્લિની ભાજી કહેછે તેનાં મૂળ તે ધોળી મુશળી. ચીતરો થાયછે તેના મૂળથી ખાલ જતી રહેછે: એનું વખતે કાસ્ટિક બનીશકે. નાળીએરનાં કાચલા બાળવાથી ચુઆ પડેછે તેની અસર કાસ્ટિક જેવી હોયછે, ને તે દરાજ કે ખસને બાળી નાખેછે. દેવગઢ બારીઆ તરફ ચેહેરાં થાય છે, તે સંધીવાયુ ઉપર રામબાણ ઔષધ ગણાય છે. હરડે ને ગરમાળો ગીરમાં બડાપર ને પાવાઘઢ પર થાયછે; અને મીડી આવળ શીલ તરફ થાયછે. ગીરનાર પર સીતા ફળ, મોગરો, ચંબેલીનાં વનનાં વન વગર વાવે થાયછે, ને ખજુરી તાડ સુરત જીલ્લામાં, અને દારૂ બને છે તે મહુડા ચરોતર ને ગોધરા તરફ સંખ્યાબંધ થાય છે. રાયણના ને સીતાફળનાં બીજમાં પુષ્કળ તેલ રહેલું છે. ગામઠી નિશાળમાં છોકરાં પાટીનાં કાણાંમાં તેના કળીઆ ઘાલી કલમવડે પીલીને રમત કરતા તેલ કાઢેછે. આવા નકામા જતા બીજને તેલ કાઢવાના ઉપયોગમાં લેવાય તો કેવું સારૂં?

## (ગ) પ્રાણી પેદાશ.

(ક) **મોતી.** જનાવરી પેદાશમાં સૌથી કીમતી ચીજ મોતીછે. એની ઉપજ નવાનગરના રાજ્યમાં એટલે કચ્છના અખાતનો જે ભાગ એ રાજની ઉત્તર હદ કરેછે તેની અંદર છે. કોઈ કોઈવાર તેમાંથી ઘણાં કીમતી મોતી પણ મળી આવેછે. વટલેલા વાઘેરની એક જાત એ કાંઠે વસેછે તેજ ફકત મોતીની જગાથી અને તે કાઢવાના કામથી વાકેફગાર છે. તેઓ મહારાજા જામ સાહેબને

માટે મોતી કાઢે છે. એ મોતી બજારમાં વેચાતાં નથી, કારણ સઘળાં રાજાને દરબાર જાય છે. વર્ષ દહાડે આશરે ચારશેર પાંચશેર મોતી નીકળે છે એમ કહેવાય છે. મોતીની શીપ ઘણી શોભિતી હોય છે, તેથી એ તરફની મોતીની શીપોનો બોહોળો ઉપયોગ થાય છે. અક્ષર પાડેલી વીંટીઓ કચ્છમાં ને કાઠિઆવાડમાં થાય છે તે એ શીપની. રૂપે જડિત્ર એ શીપની નાની મોટી કીમતી દાબડીઓ થાય છે. ઊંચી જાતના છરા છરીઓના શોભિતા હાથાઓ પણ એના કરવામાં આવે છે. જુનાગઢ તાબે ભેરાઈ પાસે કાળીઆધરો નામની જગા છે ત્યાંથી વાઘેર જેવા હુશીઆર કાઢનાર હોય તો મોતી નીકળી શકે, કેમકે એ તરફ કાળુ માછલીની છત જોવામાં આવેછે.

(ख) **પરવાળાં.** દર્યાઇ જીવડાંથી ઉત્પન્ન થતી બીજી કીમતી ચીજ પરવાળાં છે. દર્યામાં પરવાળાના મોટા બેટ હોયછે. પરંતુ તે પરવાળાં ધોળા રંગનાં હોયછે. લાલ પરવાળાં જેનું સારૂં મૂલ ઉપજે છે, અને જે શણગારના કામમાં વપરાય છે તે થોડે ઠેકાણે થાયછે. આવાં પરવાળાં જુનાગઢ તાબે શીલ છે ત્યાં ને દર્યા કાંઠેથી હાથ લાગેછે. બહુ કરીને જેને પરવાળાની ડાંખળી કહેછે, અને જે ભસ્મના કામમાં આવેછે તે આ ઠેકાણેથી મળી આવેછે. કોઈ કોઈવાર જાડી મણકા થઈ શકે એવી ડાંખળી પણ મળેછે.

(ग) **શીપ, સંખલા, કોડીઓ.** આ પદાર્થો દર્યાઈ જીવડાં પાણીમાં રહેલા ચુના (કાર્બોનેઇટ ઓફ લાઇમ) ના બનાવે છે શીપને આપણા લોકો નાનાં છોકરાંને દવા પાવાનાં કે ટીલાં કરવા સારૂં કંકુ રાખવાના કામમાં વાપરે છે. તેનો ચૂનો પણ બાળીને બનાવેછે. પરદેશી ચમચા-

નો પાપંર વધી પડવાથી આ સ્વાભાવિક ને મહતના ચ-
મચા ઓસડ પાવાના કામમાં હવે ઘણા આવતા નથી.
ચાકુના હાથા આ શીપોના પડના સારા બની શકે. એક
જાતની મોટી શીપ દ્વારકાના સંગ્રહસ્થાનમાં મારા જોવામાં
આવી, તે જાણે અબરખનાં પતરાં ભેગાં કરીને કરેલી
હોય તેવી જણાતી હતી. નાના સંખલાનો બાળીને ચૂનો
કરવામાં આવેછે, અને તેની ભસ્મ દવામાં પણ વપરાય
છે. મોટા શંખ સાધુ લોકો દેવળમાં રાખેછે. અને દેવને
જગાડવા સારૂં ફુંકવામાં આવેછે. અસલના વારામાં લડા-
ઇનું એ એક વાદિત્ર હતું. એ વગર પૈસાનું વાદિત્ર ઘણા
મોટા ને તીણા રાગનું રૂઆં ઉભાં કરે એવી જાતનું હતું.
દ્વારકાનો બેટ શંખોદ્ધારના નામથી ઓળખાયછે, કેમકે ત્યાં
એવા શંખ પુષ્કળ થાયછે. મોટા શંખ ત્રણ પ્રકારના મા-
રા જોવામાં આવ્યા. એક સાધારણ જાતના સાધુઓ
વાપરેછે તે, બીજો વેરાગીના કોપીન જેવા (મોટા થાળા
નો), અને ત્રીજો શાંગડીઓ શંખ, તે દેખાવમાં અજબ
તરેહનો ને શોભિતો હોયછે. શંખોદ્ધારને તે નજીકના ના-
ના બેટોને કાંઠે અનેક તરેહના નાના શંખલા પુષ્કળ
જોવામાં આવેછે. કેટલેક ઠેકાણે કોડેઓનું ચલણ હોય
છે. ગુજરાતના મધ્ય ભાગમાં તે પૈસાની પાંચ સાત મળે
છે, તો રાજકોટ તરફ પૈસાની પચીસ ત્રીસ આવેછે; પણ
દ્વારકાં તરફ એક પૈસાની ટોપલી ભરીને મળતી હતી તે
જોઈ મને આશ્ચર્ય લાગ્યું. ઓખામંડળમાં કરંગુ કરીને ગા-
મ છે ત્યાં દર્યા કાંઠે એ જોઇએ તેટલી મફત મળેછે.
ચૂનો બનાવવા સારૂં એનાં વહાણ ભરાઈ પરદેશ જાય
છે. બાજી રમવામાં કે ઢોરના શણગાર કરવાનાં કામ
શીવાય એનો બીજો ઉપયોગ આપણે અહીં ઘણું કરીને
કરવામાં આવતો નથી.

(ઘ) ચક્ર, ગદા, પદ્મ, ને કરમાણીના ચોખા, આ પણ ઉપર કહી તેવીજ જાનવરી પેદાશ છે. કૃષ્ણના ચાર હાથમાં શંખ, ચક્ર, ગદા ને પદ્મ હોયછે. એ ચારે ચીજો દ્વારકાં ભણી થાયછે, અને કૃષ્ણને તેનો ઘણો શોખ હશે, તે ઉપરથી કદાશ તેમની મૂર્તિના ચતુર્ભુજમાં એ ચીજો રાખવામાં આવતી હશે! દ્વારકામાં ચક્રનારાયણનું ધામ છે, તેની પાછળ સ્મશાન આવેલું છે ત્યાં આગળથી ચક્ર મળેછે. લોકોમાં એમ કહેવાય છે કે જે માણસને અહીં બાળવામાં આવેછે તેનો મોક્ષ થઈ તેના હાડકાનાં ચક્ર બની જાયછે! ચક્ર અર્ધ અંડાકાર નાના કદના હોયછે, અને તે ચુનાના જીવડાંથી બનેલાં હોયછે એમાં કાંઈ સંશય નથી. ગદા એ શંકુવાકારનું જીવડાંને રહેવાનું ઘરછે; એને શંખલાના વર્ગમાં મુકી શકાય. તે ઘણું દેખાવડું હોયછે, અને ઓખામંડળના દર્યા કાંઠે જથાબંધ નજરે પડેછે. પદ્મ બેટમાં થાયછે; એટલે બેટમાં ઉત્તર તરફ હાજી કરમાણી પીરની જગા છે તેની નજીક પદ્મતિર્થછે ત્યાં આગળથી તે મળી આવેછે. એનો આકાર ચપટાં પતાસાં જેવો અને તે ઉપર શોભીતી ફુદડી ને વચ્ચે કાણું હોયછે. માણસને એ જગાએ બાળવામાં આવેછે તેના હાડકાનાં પદ્મ થાયછે એવું લોકો કહેછે, પરંતુ એ પણ એક દર્યાઈ જંતુની પેદાશ છે. હાજી કરમાણી પીર આગળથી કરમાણીના ચોખા જડેછે, તે ધોળી મુશળીના આકારમાં પણ મુશળીથી પાતળા હોય છે. ફકીર લોકો એને બહુ લઈ જાયછે. નાનાં છોકરાંની રક્ષા સારૂ બજરબટ્ટાનો હારડો કરેછે તેની અંદર તેને મઢીને રાખવામાં આવેછે, એ પણ ચુનાની બનેલી દર્યાઈ ચીજ છે,

(ङ) દ્વારકાં તરફ કારબોનેટ ઓફ લાઇમની કેટલીક દેખાવડી ચીજો થાયછે. બુંદીના લાડુ, કાજુ, સુંઠ, હળદર, એ ચીજો જાણે ખાંડ પાએલી આબેહુબ હોય એમ માલમ પડેછે. બુંદીનો લાડુ જો છોકરાંના હાથમાં આપ્યો હોય તો જરૂર તે ભુલથી બચકું ભરવા જાય. આ સ્વાભાવિક ચીજો સંગ્રહ સ્થાનમાં ને ટેબલપર સારી શોભા આપે.

(च) **સમુદ્રફેણ.** આ ચીજ કાઠીઆવાડને દક્ષિણ કાંઠે ઘણે ઠેકાણે જોવામાં આવેછે, પરંતુ તે નાના કદની હોય છે. કોડીનાર પાસે મૂળ દ્વારકાં છે ત્યાં અમે પુષ્કળ જોઈ. જે સમુદરફેણ દ્વારકાં તરફ જોઇ તે ઘણી મોટી હતી. તેની લંબાઇ આશરે એક વહેંત અને આકાર જાણે સુકાઈ ગએલું માછલું હોય તેના જેવો હતો. ઉપરનું પડ ખરેખર માછલાની કરોડ જેવું જણાયછે, અને તેનાં મોં તથા પુછડાં તરફનો આકાર પણ ખરેખરો માછલાં જેવોજ દેખાયછે. આ ચીજ આપણા લોક દવામાં વાપરેછે, એટલે કાનમાં ચસ્કા નાંખતા હોય ત્યારે તેને તેલમાં કકડાવી કાનમાં મુકેછે. સમુદરફેણવડે ઘરેણાં માજવાનું કામ સારૂં થઈ શકે. એને ઘસવાથી સ્લેટ સારી સાફ થાયછે. બેટમાં એક પૈસાની પાંચ સાત આખી સમુદરફેણ મળે, અને દર્યા કાંઠે જઇ જાતે વીણીએ તો જોઇએ તેટલી મફત લાવી શકીએ.

(छ). **ચામડાં.** ઘણાં ખરાં પશુનાં ચામડાંનો માણસ ઉપયોગ કરેછે. આપણે અહીં જે અનેક ઉપયોગમાં તે આવેછે તે જણાવવાની જરૂર નથી. વાઘ ચર્મ અને હરણ ચર્મને પવિત્ર ગણ્યાંછે, કેમકે તે બહુ શોભીતાં ને સુવાળાં હોયછે. ઊંચી જાતનાં ગલીચાનું એ કામ સારે. એના વાળસોતા છુટ કરાવ્યા હોય તો મજેના દેખાય છે.

વાળને સોરીનાંખી એનું આવુ કોતો અમેરિકન સુંવાળું ને નરમ ચામડું જે ઘડીયાળની ખીસીઓના ને બીજા ઘણા કામમાં આવેછે તેના જેવું લગભગ થઈ રહે. ગીરમાં પશુ નામનું એક હરણ જેવું જાનવર થાયછે, તેનું ચામડું હરણના કરતાં પણ વધારે દેખાવડું હોયછે. ચામડાના નાના રદી કડકા આપણે અહીં નકામા જાયછે. એનો સરેશ બનાવી શકાય. ચામડાંને કોહોવરાવી કુટીને તેના રસની કુડીઓ વગેરે સોજીત્રા, ઉમરેઠ, વડનગર, અમદાવાદ અને બીજે ઘણે ઠેકાણે બનાવેછે. તેજ રસની અર્ધ પારદર્શક શોભીતી ને સસ્તી શીશીઓ પણ બની શકે. તે દવાદારૂ રાખવાનાં કામમાં મજેથી આવે,

(જ) શીંગડાં—ઢોરનાં શિંગડાંનો આપણે અહીં કાંઈ ઉપયોગ થતો નથી. એનાં વહાણ ભરાઈ પરદેશ જાયછે. વિલાયતમાં શિંગડાંને સાફ કરી તેની અનેક શોભીતી ચીજો બનાવવામાં આવેછે. જે ચાકુઓને આપણે રસોડાની પવિત્ર જગામાં શાક મોળવાના કામમાં વાપરીએ છીએ તેના હાથા ઘણા ખરા શિંગડાના બનાવેલા હોયછે. ચાકુના ને લાકડીઓના વાંકા હાથા કરવામાં આપણા લોકો શિંગડાંને વાપરે તો કેટલો લાભ થાય. ગેંડાના શિંગડાંનો ઉપયોગ દીવમાં કરવામાં આવેછે. ત્યાં એની ડબીઓ, તાસકો, ને ઘણી જાતનો પૂજાનો સામાન બને છે. એ શિગડાની લાકડીઓ એવી સુશોભિત થાયછે કે તેના મોં આગળ વિલાયતી વ્હેલઓનની લાકડીઓ કાંઈ હિસાબમાં નથી. તે અર્ધ પારદર્શક, ચળકતી, ને લીસી થાયછે. કીમત રૂપીઆ ત્રણથી પાંચ સુધી પડે છે.

(ઝ) હાડકાં ને અડકવાથી આપણે અભડાઈએછીએ. હાથીનાં હાડકાં પવિત્ર ગણાય છે માટે તેના ચૂડા આ-

પણી બૈરાઓને હાથે હમેશાં રહેછે. મુસલમાનને શોભિતું તે પવિત્ર એવું કેટલીક ચીજ જોતાં માલુમ પડે છે, તેમાં- ની આ પણ એક ચીજ છે. ચૂડા શિવાય હાથી દાંતની ઘણી ચીજો બનાવવામાં આવે છે. વિલાયતમાં તો ઘણી જાતનાં હાડકાંના ઘાટ બને છે. વિલાયતી ચાકુના કેટ- લાક હાથા હાથીદાંતના જેવા જણાય છે, પણ તે બી- જા ઢોરનાં હાડકાંના બનાવે છે, અને તેને આપણે આ- ભડછેટમાં લેખતા નથી! આપણા દેશમાં હાડકાં નકામાં જાયછે. તેનો ઉપયોગ કરવામાં આવે તો ઘણો લાભ થાય. હાડકાંનું ખાતર ઉત્તમ પ્રકારનું થાય છે.

(ञ) **ઉન અને વાળ.** કપાસનો ઉપયોગ લુગડાં વણ- વાના કામમાં માલમ પડતા અગાઉ લોકો પોતાના શરીર- ના રક્ષણ અર્થે ચામડાં કે ઉન વાપરતા. એ કારણથી ઉનનું લુગડું કદાચ પવિત્ર ગણવામાં આવતું હશે. ગરમ દેશમાં ઉન કે વાળ ઝીણા ને સફાઈદાર થઈ શકતા નથી, તેથી તેનું કાપડ જાડું બનેછે. આપણે અહીંના ઉનના જાડા કામળા કે ધાભળા થાય છે. કાશ્મીર જેવા ઠંડા મુલકમાં ઉનને વાળ ચઢતી જાતના થવાથી ત્યાં શાલો બનાતો વગેરે બહુ સરસ થાય છે. વિલાયતનો વેપાર વ- ધી પડ્યા પછી આપણા દેશમાં ત્યાંની બનાત, ફલાનલ, આલપાકા, કાસ્મીર, મરીના. ગેધરકલોથ વગેરે લાખો કરોડો રૂપીઆની ચીજો હરવર્ષ આવેછે, અને તેનો ઉપયોગ દિનપરદિન બહુ વધતી જાયછે, આપણા ગરમ દેશમાં ઉ- નનાં કાપડની ઘણી જરૂર પડતી નથી, એમ છતાં આ- પણા જુવાનીઆ તે બારેમાસ તાપમાં કે ટાઢમાં પણ વાપરે છે. આપણા દેશમાં હજીસુધી એક પણ ઉનનું કારખાનું થયું નથી એ દિલગીરીની વાત છે. કાશ્મીરમાં

બનાત થાયછે, તે વિલાયતી કરતાં મોંઘી પડેછે, પરંતુ જો ટાઢથી રક્ષણ થવા સારૂજ એનો ઉપયોગ કરવાનો હોય તો કાશ્મીરી બનાત એ બાબતમાં વિલાયતી કરતાં ચઢીઆતી છે. કાશ્મીરથી ઉન મંગાવી તેનું કાપડ કરવાની પેરવી મુંબઈ વગેરે શેહેરોના ધનાઢ્ય લોકો ધારે તો કરી શકે. વળી કાઠિઆવાડમાં એક જાતનું ઉન થાય છે, તેને બાળેટું ઉન કહેછે. એ બહુ કરીને પારશીઓની કસ્તી કરવાના કામમાં આવે છે. એની કીમત શેરના રૂ. ૨ થી ૪ પડે છે. એ ઉનનું ઝીણું કાપડ મજેથી થઈ શકે, પણ અજમાવી જોવાની તસ્દી લેનાર કોણ? નાનાં ઘેટાં ને લવારાંના ચામડાંમાંથી એ ઉન ચુંટી કાઢવામાં આવે છે.

(ટ) **રેશમની** નીપજ બંગાલા તરફ પુષ્કળ છે. ગુજરાતમાં એ થતું નથી. એકવાર અમદાવાદમાં રેશમના કીડા ઉછેરવાનો પ્રયત્ન થયો હતો પણ તેમાં ફતેહ મળી નહોતી. એકવારની નિષ્ફળતા ને હમેશની નીશફળતા માની લેવીન જોઇએ. આપણા પ્રાંતમાં એ કીડા ઉછરી શકેછે કે નહીં, તેની અજમાશ જાદે જાદે ઠેકાણે ઘણીવાર કરી જોવી જોઈએ. એક જાતનું ખોટું રેશમ થયછે, તેને જાપાની કે ફ્રેંચ રેશમ કહેછે. તેના રૂમાલ વગેરે આવેછે તે ઘણા સસ્તા પડેછે. તે રેશમ જેવું ચળકતું હોયછે, પણ તેટલું ટકાઉ ને સફાઇદાર હોતું નથી. આપણે અહીં એક જાતના કોશેટા થાયછે, તેના તાંતણા એ ખોટા રેશમના ઉપયોગમાં આવી શકે એમ લાગેછે. ગામડાના લોકો તેના રેષા કાઢી ફટેલી લાકડીઓને તેના ચાપડા દેછે તેથી વાધરીજેવું મજબુત કામ થાયછે. એના કાંઇ વણાટ થઇ શકે કે નહીં એ અજમાવી જોવું જોઇએ. સીમળા, ડોડી ને આકડાનાં તૂર નકામાં ઉડી જાયછે. કોઇ કોઈ લોકો એને ઉ-

શીકામાં ભરાવેછે. એનો ચળકાટ ને નરમાશ રેશમ જેવાં હોયછે. એને કાંતીને કાપડના કામમાં લાવી શકાય કે નહીં એ પણ તપાસી જોવું જોઈએ.

(ઠ) મધ, મીણ. જ્યાં વનસ્પતિ ઘણી ત્યાં મધપણ ઘણું. શાસ્ત્રમાં મધને અમૃત કહ્યુંછે, કેમકે તે સ્વાદમાં ને ઉપયોગમાં પૃથ્વીપરના ઘણાખરા પદાર્થોથી ચઢેછે, ગીરમાં આબુ પર ને બારીઆના રાજમાં ઘણું ને ચોખ્ખું મધ થાય છે. મધની ત્રણ જાતછે. મધમાખીનું, ભમરીઊં, અને કુટીઊં. છેલી જાતનું મધ ઘણુંગરમ ગણાવાથી દવાના ઉપયોગમાં વધારે આવેછે, વિશેષે કરીને તે રાયણનાને બીજાં તેવાં ઝાડના પોલમાં થાયછે, અને તે એક જાતનાં મગતરાં કરેછે. મધપુડામાંથી મીણ નીકળેછે, તેના કેટલાક ઉપયોગ આપણા લોકોનાજાણવામાંછે, પરંતુ તેને ગાળી ઘણુંસાફકરી વધારે કામમાં લાવવાની માહીતિ નથી. વિલાયતથી ખોટું મીણ આવેછે, તેજાપાનીના નામથી ઓળખાયછે, એ ચરબીનું બનતુ હોય એવો વહેમ રહેછે, માટે પવિત્ર વાપરનારાઓએ તેનો ઉપયોગ કરતાં વિચાર કરવો!

## ઉપવિભાગ ૨ જો.

### ઘાટ અથવા બનાવટી પદાર્થો.

૧ કાપડ. (અ) રેશમી, ક કિનખાબ. અમદાવાદ તરેહતરેહના કિનખાબને માટે પ્રખ્યાતછે. અહિનો કિનખાબ દુનીયાના ઘણા ભાગમાં જાયછે. સોથી ઊંચી જાતનો કિનખાબ ભરગરચી, જરીકાઢી, અથવા લપેટાના નામથી ઓળખાયછે. તેની વધારેમાં વધારે કીમત ખંડના (આશરે ૨૧ તસુ) રૂ ૩૦ થાયછે. એમાં જેમ કારીગરી વધારે તેમ વખતે એથી પણ જાસ્તી કીમત બેસે. એક જાતની

બરગરચીમાં વચે હીરા જેવાં ટપકાં પાડેલાં હોયછે, તેની શોભામાં પરદેશી કોઇપણ કાપડ બરાબરી કરી શકતું નથી. આવાં મોટાં ને સુંદર કાપડ છોડીને આપણા રાજા રજવાડા ને શ્રીમંત લોકો પરદેશી કાળા, કાપડ પેહેરતા થયાછે, એ દેખાવ ને બનાવ બંને શોકકારકછે. સાધારણ લોકો વાપરી શકે એવા હલકી કીમતના એટલે છેક દોઢ બે રૂપીઆની કીમતના પણ કિનખાબ થાયછે. એનું ટકાઉપણું વિલાયતી સાટીન કરતાં કેટલું વધારેછે તે સૌ કોઇના જાણવામાંછે. સુરતમાં પણ કિનખાબ થાયછે. તેની જાત સારી હોયછે, પણ ટકાઉપણામાં તે અમદાવાદી કરતાં ઉતરેછે. ફકત રેશમી બુટ્ટાનું કિનખાબ જેવું કપડું જેને તરાઇ કે હીમરૂ કહેછે. તે અમદાવાદમાં થાયછે, ને હલકી કીસમના લોક વાપરેછે. હમણાં વિલાતી સંચે થએલા કિનખાબ આવેછે, પણ તે અમદાવાદી ને સુરતીના મ્હો આગળ રોઇ જાયછે. ૨ અતલસ, સાટીન અથવા ગજીઆણી. એની નીપજ અમદાવાદ, સુરત, નવાનગર, અને પોરબંદરમાંછે. અમદાવાદ ટકાઉપણામાં અને સુરત વગેરે શોભામાં પ્રખ્યાતછે. સુરત વગેરેની ગજીઆંણીની જાત લગભગ વિલાતી સાટીન જેવી હોયછે. દેશી ગજીઆણીની મોટી ખૂબી એછે કે તે વિલાયતીની માફક પાણીમાં બોળતાં કે વાપરતાં રંગમાં ને શોભામાં જલદી ખરાબ થઇ જતી નથી. ટકાઉપણાને માટે તો બોલવાની જરૂરજ નથી, ગજીઆણી અનેક રંગની થાયછે; કીમત ગજને માથે રૂ ૧–૩ સુધી પડે. વિલાયતી સાટીન કરતાં ગજીઆણી મોંઘી પડતી નથી પણ કાંઇક સોંઘી પડેછે, અને તેમાં જો ટકાઉપણાનો ફાયદો મેળવીએતો તે ઘણી સસ્તી ગણી શકાય. નવાનગરની ગજીઆણીમાં તરેહ તરેહની ભાત

પણ કરવામાં આવેછે. બાંધેલી કોરની અમદાવાદી ને સુરતી સાદી અતલસનાં કાપડાં ઘણાં સરસ થાયછે, તેમાં પણ છેક ધોળી અતલસ વધારે શોભી ઉઠેછે. ગ. સ્ત્રીઓ-ને પેહેરવાની સાડીઓ એટલે ફ્રાકળીઆં, બાંટ, સોળાં, ચુંદડી (ઘાટપોત) અમદાવાદમાં ઉચી જાતનાં થાયછે, એમાંની ઘણી ખરી ચીજો સુરતમાં પણ થાયછે. ચુંદડીઓ નગરમાં થાયછે. કાપડાં કરવા સારૂં જે બાંધેલી ચુંદડીના ખંડ થાયછે તેને લ્હાય કહેછે, તેપણ અમદાવાદ ને સુરતમાં થાયછે. ઘાટપોત નગરમાં પણ થાયછે, ને વડોદરામાંએ થાયછે. માતાને ઓગાડવાની ચુંદડીઓ વડોદરમાં એટલી સસ્તી થાયછે, કે તે છેક બે આના સુધીમાં મળી શકેછે. બાંટ એ ચુંદડીનો એક પ્રકારછે. બંનેના દાણા બાંધવામાં ચતુરાઇછે. એવું કામ બીજા દેશમાં થતું નથી. પાટણ પટોળાંને માટે પ્રખ્યાતછે. અસલ પાટણનાં પટોળાં ને ચીર બહુ વપરાતાં. એ કાપડ હાલ હલકા લોકો વાપરેછે, કેમકે અમદાવાદી કાપડના મો આગળ તે શોભતાં નથી. જે જાતના રેશમી બુટ્ટા ત્યાંના કારીગર કોરે રાખેછે તે બુટ્ટા જો તેઓ કપડાના સઘળા ઘરમાં મૂકેતો બેશક તે શોભીતું થાય. આપણા લોકો મરીનાના ને ભવનના કસબી સાળુ પાછળ પુષ્કળ પૈસા ખરચેછે, પણ એ ફ્રાગટીઆ માલ કરતાં ઉપર જણાવેલાં રેશમી કાપડ ઘણે દરંજ્જે ચઢતાં છે. ઘ. ચણીઆં તથા કાપડાં કરવા સારૂં કેટલીક જાતના રેશમી અલાયચા ને ખંડ સુરતમાં અમદાવાદમાં અને વડોદરામાં થાયછે, તે માળવા તરફ ઘણા જાયછે, તે અને જે સાતપઠાના ખંડ કહેવાય છે, તે ચોળીઓના કામમાં બેરા વાપરેછે. એની કીમત ગજના રૂ ૧-૨ પડેછે. ઙ. ઓઢણીઆં અથવા

પિતાંબર ને મુગટા અમદાવાદમાં જથાબંધ થાયછે. સુરતમાં પણ બનેછે. અબોટીઆં રેશમી કે કસબી કોરનાં ઉંચી જાતનાં થાયછે, અને એવું એક અબોટીઉં એક અથવા વધારે પેઢી પહોચેછે. બનારશી અબોટીઆં ને સાડીઓ આપણા કરતાં ચઢતી જાતનાં થાયછે. રેશમી અમદાવાદી અબોટીઆંની કીમત આશરે શેરના પંદર સોળ રૂા. પડેછે.

બ. ગર્ભ સુતરૂ ને રેશમીકોરનું કાપડ. ક. મશરૂનું બડ અમદાવાદછે. તે શિવાય તે વડોદરા, સુરત, પાટણ, ને પાલણપુર તાબાના કાણોદરમાં થાયછે. એની અનેક જાતોછે, એટલે કમખી, સોદાગરી, મોરબુટી વગેરે. મશરૂની ખૂબી એછેકે રેશમ તેની એકજ તરફ રહે. ટકાઉપણું ઘણું, ને શોભા સારી. ચણીઆ, ડગલીઓ, (બૈરાં છોકરાંની), ચોળીઓ, ઉશીકાં, ગાદલાં, ઘોડાના ઘાશીઆ, વાટવા, કોથળા (છોકરીઓને સાસરે વળાવતાં આપેછે તે) વગેરે મશરૂના થાયછે. એની કીમત તાકાના (સાત. આઠ ગજના) આઠથી વીશ રૂપીઆ પડેછે. વડોદરીઆ મશરૂ સસ્તો પડેછે, પણ તે પનામાં ને શોભામાં ઉતરતો હોયછે. રેશમ થોડું ઘાલી સુતર વધારે નાખે ત્યારે માલ સસ્તો થાય, પણ તે શોભામાં ઉતરે. ख. ગજીઆણી. ગર્ભ સુતરૂ ગજીઆણીનો બંગ કાઠિઆવાડમાં ઉઠેલો જણાયછે. તે ગુજરાતના બીજા ભાગોમાં થતી નથી. રાજકોટ નવાનગર અને પોરબંદરમાં એ પુષ્કળ થાયછે, અને સસ્તાપણાના ને ટકાઉપણાના કારણથી એનો વાપર પણ ઘણોછે. એગજીઆણીની કીમત ગજને માથે દશ આનાથી બાર આના પડેછે. એમાંની કેટલીકના રંગતો એવા ભભકા-

દાર થાયછે કે તે વિલાયતી સાટીન જેવી જણાયછે. એની શોભા આખર સુધી જેવીને તેવી રહે એ એમાં વિશેષ ખબી. નગર ને પોરબંદરની અજીઆણી જલેમાં ચઢે, ને રાજકોટની ટકાઉપણામાં વધે. સ્ત્રીઓની ડગલીઓ, ચોળીઓ, ઘરમાં પેહેરવાનાં કાપડાં, છોકરાંની ડગલીઓ ને ચોરણીઓ કરવામાં આ કાપડ કિફાયત સાથે વાપરી શકાય. સાફ ધોળી હોયતો મરદ પણ એના ડગલા આલપાકાને ઠેકાણે પેહેરી શકે. ગ. સાડીઓ. ફાફળીઆં, મગીઆં, ચંદ્રકળા, ચોકડીઆં વગેરે સ્ત્રીઓને પેહેરવાની ચીજો—ગર્ભ સુતરૂ કે રેશમી કોરની અમદાવાદ, વડોદરા, સુરતમાં બનેછે. તેની કીમત રૂ ૩-૧૦ સુધી પડેછે.

ઘ. ગર્ભસુતરૂ કે રેશમી કોરના ઘણી જાતના અલાયચા ને ખંડ સ્ત્રીઓના ચણીઆં, ચોળીઓ, ને કાંચળીઓના કામમાં આવેછે તે અમદાવાદ, વડોદરા, ને સુરતમાં થાયછે. વડોદરામાં જેને ચાંપાનેરી પોત કહેછે, અને જે માળવાતરફ પુષ્કળ જાયછે તે તથા બેરંગી અલાયચા જે ઘાઘરવટના કામમાં આવેછે તે ગર્ભસુતરૂં થાયછે. બબકાબરેલી રેશમી કોરના સુરતી અલાયચા બધે બેરાં વખાણેછે. ઙ. ધોતીયાં ને ચલોડા. અમદાવાદી રેશમી ને કસબી ધોતીજોડા ગુજરાતમાં તેમજ હિંદુસ્તાનના ઘણા ભાગમાં જાણીતાછે, અમદાવાદમાં એનો વેપાર પણ મોહોળોછે. અલબત નાગપુરના રેશમી ને બનારસના કસબી ધોતીજોડા અમદાવાદ કરતાં શોભામાં ચઢેછે, પરંતુ મૂલમાં ને ટકાઉપણામાં તે અમદાવાદની બરાબરી કરી શકતાનથી. રેશમી ધોતીજોડા સુરતમાં થાયછે, પણ તેની કોર રોઘ જાયછે. નવાનગરમાં પેહેલાં રેશમી ધોતીઆ થતાં, પણ હાલ તે કામ ત્યાં બંધ પડ્યુંછે. અમદાવા-

ની રેશમી ધોતીજોડાની કીમત રૂ ૫-૨૦ સુધી થાયછે.
જેમ કીમતમાં વધારે તેમ બોજ ઝીણું ને સફાઈદાર તથા
કોર ખૂબીવાળી હોયછે. હલકી કીમતના ધોતાજોડા ટકાઉ
ઘણા. પાંચ છ રૂ. નો ધોતાજોડો લીધો હોય તો બેવરસ
સુધી તો નમુંપણ ન આપે. એવા ટકાઉ જોડાનીકોરમાં
ત્રણ પીળી લીટી હોયછે, અને એ રાજપરી જોડો કહે-
વાયછે. હલકા લોકો કે ટકાઉપણા ઉપર નજર રાખનારા
શખશો એ જાતના જોડા પસંદ કરેછે. સાદીકોરના એટલે
નારૂસંગરી કોરના આઠથી બાર રૂ. ની કીમતના ધોતી
જોડા વચલા વાંધાના તથા નોકર લોકને વાપરવા લાયક
હોયછે, તેથી તેનો ઉઠાવ પણ બોહોળોછે. ચસ્મી એટ-
લે ભાતીગર કોરનાં ધોતીઆં સેહેલાણી કે નાની ઉમર
ના વિશેષે કરીને વાપરેછે. નાની ગોટા કે કેરી કોરનાં
ધોતીયાં મોટા અધિકારીઓ કે આધેર લોક વધારે પસંદ
કરેછે. એ ધોતીયાં દક્ષણી લોકને ઘણાં પસંદ પડેછે.
ધનાઢ્ય લોકને માટે ચસ્મી કસબી કોર થાયછે. કેટલાંક
ધોતીઆંની કોર ગંગા જમની હોયછે ને કેટલાંકની રેશમી
કોરને છેડે કસબી સીંગોડાં કાઢેલાં હોયછે. ટચાક ઓઢ-
નારાને માટે ફાકડા જેવી ઘણી પોહોળી કોરનાં અંગ-
વસ્ત્ર થાયછે. રેશમી ને કસબી ચલોઠા અમદાવાદમાં
બનેછે તેનો આજ સુધીમાં ઘણો ખરો ઉઠાવ દક્ષણી
લોકમાં થતો, પણ હમણાં હમણાં એ ચલોઠા અથવા
ઉપરણા આપણા લોક વાપરતા થયાછે. એની લંબાઈ
એક ધોતીઆ અથવા દુપટ્ટાના અર્ધ જેટલી એટલે પાં-
ચ છ હાથ હોયછે. બેવડવાળીને ધોતીઆં કે દુપટ્ટા
ખભે રાખવા પડે તેના કરતાં ચલોઠા વાપરવાથી લગ-
ભગ અર્ધું ખરચ કમી થાયછે. રેશમી ચલોઠાના જોડા-

ની કીમત રૂ. ૪–૬ સુધી હોયછે. અને તે વર્ષ દહાડા સુધી તાણ્યા ફુટતા નથી. એથી ચઢતી જાતના કસબી ચલોઠા કેરી જાતના પ્રથમ મેં કરાવ્યા, ત્યારે તેની કીમત રૂ ૪ાા) દરનંગે થઇહતી. તે પછી કરાવ્યા તેના રૂ ૪ા પડ્યા. અર્ધું રેશમ ને અર્ધા કસબ એવી જાતના ચલોઠાની કીમત રૂ ૩ાા પડી. આ નવી જાતના કસબી ચલોઠાનો બહાર નીકળ્યા પછી તેનો વાપર અધિકારી વર્ગમાં વધવા માંડ્યોછે. ધોળકાના કસબી ત્રણ ત્રણ આંગળ પદરના બેગજી દશ હાથ લાંબા સાત સાત રૂપૈયે મળે છે. ચ. ગર્ભ સુતરૂ પાઘડીઓ જુનાગઢ તરફ થાયછે, તેનો વાપર કાઠીઆવાડમાં ઘણોછે. ગુજરાત તરફ પેહેલાં તે બહુ વપરાતી, પણ હાલ તેનો ઉઠાવ કમતી થઇ ગયોછે. એ પાઘડીઓ પાકા રંગની હોયછે, તેથી વારેવારે રંગ દેવાની માથાફોડ ને ખરચ પડતાં નથી.

(૬) સુતરેલ કાપડ. ૧ સ્ત્રી ઉપયોગી. (क) ચણીઆના કામમાં આવે એવા જુદી જુદી ભાતના અલાયચા ગુજરાતના ઘણું કરીને દરેક મોટા ગામમાં થાયછે. ધોળકાને ખંભાત વધારે પ્રખ્યાતછે. કાળારંગના સળીવાળા અલાયચા ગમે ત્યાંના હોય તોપણ ખંભાતને નામે ઓળખાયછે. ધોળકામાં તમામ રંગના અલાયચા થાયછે. ચાળીશ હાથના સવાગજી પાટની કીમત રૂ ૪) પડે છે. ઘાઘરાને સારૂ પાંચ પટાનું કપડું રાજકોટ નગર વગેરે કાઠિઆવાડના ગામોમાં પુશ્કળ થાય છે. મુસલમાન બૈરાંઓનાં ઈજારના કામમાં આવે એવી કટારી ભાતનો ગુલબદન ખંભાતમાં ઘણો થાય છે. પાલણપુરના કાણોદર અને સિધપુર પાટણમાં સુતરેલ મશરૂનો એક નવો ઢંગ નિકળ્યો છે; એટલે કહેવાય મશરૂ, દેખાવ મશરૂ

જેવા, અને જાતોનાં નામ મશરૂનાં, તથાપિ તેમાં રેશમનો એક તાંતણો સરખો પણ આવતો નથી. ગર્ભ સુતરૂ મશરૂની પેઠે એને પણ ગુંદરાઈને ખૂબ કુટો કાઢેછે. ઊતર ગુજરાતમાં ગર્ભ સુતરૂને ઠેકાણે આ સસ્તો પણ દેખાવડો મશરૂ ખૂબ વપરાવા લાગ્યોછે. સારામાં સારા કમખી મશરૂનો તાકો પા ગજી સાડાત્રણ રૂપીએ પડેછે. એવા ગર્ભ સુતરૂ લેવા જઈએ તો રૂ ૧૧—૧૨ બેસે. ચણીઆં, ડગલીઓ, ગાદલાં, ધાસીઆ વગેરે ઘણા કામમાં આ મશરૂ વપરાયછે. ઊતરતી જાતના સોદાગરી જેવા ટુંકા પનાના મશરૂનો તાકો ફકત એક રૂપીએ મળેછે. મતલબ કે તે રૂપીઆનો પાંચ સાડી પાંચ ગજ પડેછે. લોકો સુસી કે બુટ્ટાદાર છીંટો ગાદલાં રજાઈઓમાં વાપરેછે, તેના કરતાં આ ચીજ વધારે ઠીક પડે. (ख) સાલ્લા—સાડીઓ. ઘરમાં પેહેરવાના સાધારણ સાલ્લા દરેક મોટા ગામમાં થાયછે. ધોળકામાં ને ખંભાતમાં બિલકુલ સુતરેલ મગીઆં ચોકડીઆં થાયછે તે સસ્તાં ને રેશમી કોરની ગરજ સારે એવાં હોયછે. કીમત રૂ૨) સુધી પડેછે.

ધોળકાની સાડીઓ.

| | | |
|---|---|---|
| ચોકડી ફોફળ જાતની પોણુબે ગજી નવ હથી મૂલ | | રૂ૧।।। |
| મગીઆં સુતરેલ રાતાં પીળાં ખજુરી ભાતનાં | એજન | રૂ૧।।। |
| બંગણી તથા ગુલખારી લેહેર કોરનાં | એજન | રૂ૧।। |
| કાળી લેહેરની ફોફળી ભાત | એજન | રૂ૧।। |
| સુતરેલ મુંગાસાડી | એજન | રૂ૧। |
| સુતરેલ કસુંબલ ગોટા કોરની | એજન | રૂ૨) |
| સુતરેલ લીંબોઈ ભાતની ખજુરી કોર | એજન | રૂ૧।।। |
| સુતરેલ કસુંબલ ચંદ્રકળા બે ગજ પનાની દશ હથી | | રૂ૨।। |
| દક્ષણી સાડાઓ પોણા બે ગજી પંદર હથી | | રૂ૨।।। |

ચંદ્રકળા રેશમી કોરની પોણા બે ગજી નવ હાથ રૂ ૩॥

એજન બે ગજી સાડાઆઠ હાથ રૂ ૪॥

ગાયકવાડ તાબાનું સુરત તરફ કોઠાર ગામ રંગાટીને માટે જાણીતુંછે. ત્યાંની બાંધણીઓ ને ગાળા શોભીતા હોયછે, એ બાંધણીઓ છાપેલી હોયછે. ઘરમાં દાણા પાડ્યા નથી હોતા, ત્યારે તે ગાળા કહેવાયછે. કોઠારની રંગાટી ચણોઠી જેવી લાલ ને જેમ ધુએ તેમ ખીલતી જાયછે. એ બાંધણીઓની કીમત રૂ ૧॥—૨ પડેછે. ઉત્તર ગુજરાતમાં માણસા પેથાપુરછે, તે બાંધણીઓ માટે ઘણું નામીચુંછે. બૈરીઓ ત્યાંની બાંધણીઓ બહુ પસંદ કરેછે. એ બાંધણીઓ છાપેલી નહીં પણ ખરેખરા દાણા બાંધીને કરેલી હોયછે. મને લાગતું હતું કે એ ગામમાં બાંધણીઓનો વેપાર બોહોળો હશે, પણ જ્યારે મે ત્યાં જઈ તજવીજ કરી, ત્યારે મને ઘણી દિલગીરી થઇ; શાથી જે તળ પેથાપુરની બાંધણીઓ દશ-વીશ પણ આખા બજારમાં મળી શકે એમ નહતુ. ત્યાંની દુકાનોમાં જથા બધ માળવી બાંધણી જોવામાં આવી. માળવી બાંધણી પેથાપુરી કરતાં દેખાવડી ને સસ્તી આવેછે, એટલે તેના મોં આગળ પેથાપુરીનું નૂર ઊતરેછે. બાંધણીનું કપડું પેથાપુરમાંજ વણાયછે, પણ માળવી બાંધણીઓ વિલાયતી કાપડપર બાંધવામાં આવેછે. આ કારણથી માળવાની બાંધણી સસ્તી પડેછે. રંગાટીની બાબતમાં ગુજરાત કરતાં માળવા ચઢીઆતુંછે એ વાત આપણે કબુલ કર્યા વગર ચાલતુ નથી. પેથાપુરમાં પહેલાં બાંધણીનું કપડું વણનારનાં ઘર ૫૦ હતાં, તે ઘટીને હાલ માત્ર સાતજ રહ્યાંછે, એ જોઇને કોને અફસોસ નહીં થાય? એ સાતમાં પણ ઘણા ખરા મરદો તો બીજો ધંધો કરેછે, એટલે બાં-

ધણીનું કપડું ફક્ત તેમની ઓરતોજ વણેછે. તળ પેથાપુરની ૧॥। ગજી ૮ હાથ લાંબી હલકી બાંધણીની કીમત રૂ૧)=૨ પડેછે. દાણા બાંધેલામાં બારીકાઈ હોય ને છેડે થોડોક કસબ હોયતો બાંધણીની કીમત રૂ૧૨ સુધી થાયછે. માળવી જે બાંધણીના રૂ૨॥ બેસેછે તેવીજ પેથાપુરની બાંધણીના રૂ ૪ આશરે પડે, પણ તેનું ટકાઉપણું ચઢતી જાતનું હોય એ સ્પષ્ટછે. નવાનગર ને ભૂજમાં જે બારીક બાંધણીના રંગીત ઘરના સાળુ થાયછે તે ખુબીદાર હોયછે, પણ તેની બહુધા બનાવટ એવી હોયછે કે બેવડો પનો કરી વચેથી ખોલી લીધા વગર તે કામ ન આવે. ગુજરાતનાં બૈરાં વાપરી શકે એવા એક પનાના સાળુ પણ હમણાં હમણાં થવા લાગ્યાછે. એની સફાઇ, ઝીણપદ, ને રંગાટી સરસ હોયછે, ગાળાની કીમત રૂ૪–૫ પડેછે, એને કસબી કોર ને પાલવ લગાડી ગૃહસ્થનાં બૈરાં વાપરેછે. ગુજરાતની બૈરીઓ ઘણીખરી એનું ડોળ પસંદ કરતી નથી. નવાનગરમાં ઘણીજ બારીક બાંધણી તૈયાર થતાં અમે જોઇ. ફક્ત સુતરેલ લુગડાની બાંધણી કર્યા પછી તેની કીમત રૂ૪૦–૫૦ થાય એ શું ઓછું આશ્ચર્યકારક ને હુંનરનું કામછે? એના દાણા જોઈ અમે દિંગ થઇ ગયા. પણ આવી કારીગરાને હવે મદદ આપનાર કેટલા થોડા રહ્યાછે? વડોદરામાં જુદી જુદી જાતના સાળુ, છીંદડીઓ, ચીંદડીઓ (ઓઢણી) જથાબંધ મળેછે, અને તે આસપાસના પ્રદેશમાં બહુ વપરાયછે. એવીજ જાતના ખેડાના સાળા વગેરે ચરોતરમાં વખણાયછે પ્રાંતીજમાં અને કુતીઆણામાં પણ બાંધણીઓ થાયછે. ધોળા ઘરના ભાતીગર સાળુ વિલાયતી આવેછે તેને મળતા સાળુ ને ઓરણાં ઉના દેલવાડામાં તથા દીવમાં

થાયછે. ઝીણાંભોજને રંગી બાંધીને મજેના સાળુ પડોદરામાં બનાવેછે. (ग) કાંચળીઓ, ચોળીઓ, કે ડગલીઓ ને માટે સુતરેસ મશરૂ ને અલાયચાની હકીકત આપણે આગળ કહી ગયા છીએ. તેમ એ કામમાં બહુ કરીને રેશમી કાપડ ઘણું વપરાયછે. આ પ્રમાણે આપણી બૈરીઓને જોઇતું તમામ કાપડ આપણા દેશમાંથીજ પુરૂં પડે એમ છે. તો તે કામમાં પરદેશ તરફ નજર કરવી એ ઉચિત નથી.

૨. પુરૂષોપયોગી. (क) મોજાં. મોજ શોખની ખાતર, રોબ મારવાને, ફરેજ પડવાથી, કે દેખાદેખી મોજાંનો ઉપયોગ આપણા દેશમાં જરૂર કરતાં વધારે વધી પડ્યો છે. આપણા દેશમાં પ્રતિકૂળ અને આપણી રહેણીમાં અવધડ ભરેલી મોજાંની કોથળીઓ નાબુદ થવી જોઇએ; તથાપિ તેમ કરવાને ઘણાને પાલવે એમ જણાતું નથી, તેમ ઘણા તે એકાએક છોડી પણ દેવાના નથી; માટે લોકોનો આ છંદ પુરો પાડવાનું સાધન આપણા દેશમાંજ ઉત્પન્ન થાયતો સારૂં. જબલપોરમાં મોજાં ગુંથાય છે, પણ તે જાડાં પડેછે. દિલ્હીનાં મોજાં વિલાયતી સાકસને બધી રીતે મળતાં આવેછે, પણ દેશીમાલની દુકાનો થયા વગર એટલે દૂરથી તે મેળવવાની આપદાછે; પરંતુ આપણે શેઠ તાપીદાસ વરજદાસનો ઉપકાર માનવો જોઇએ કેમકે તેમણે જેમ રેશમી કારખાનું કાઢી આપણી ઘણી ભૂખ મટાડીછે, તેમ તેમણે મોજાં તૈયાર કરાવવાનું કામ શરૂ કરી આપણી એ તરફની પીડા પણ ટાળી દીધીછે. મુંબઇમાં એમને કારખાનેથી એ મોજાં મળી શકશે. ख પાટલુનનો ચાલ અંગ્રેજી રાજ થયા પછી આપણે અહીં દાખલ થયોછે, અને તે ધીમે ધીમે વધ-

તો જાયછે. કાઠિઆવાડમાં બહુ કરીને પાયજામાકે ચોરણા પહેરવાનો ચાલ મૂળથી છે, અને ગુજરાતમાં જેઓ ઘોડે બેસનારા હોય તેઓજ વિશેષે કરીને પાયજામા પેહેરતા. પાટલુન લોકો વિલાયતી જાડાં જીનનાં કાસ્મીરનાં, ગેબરકલોથનાં, માદરપાટનાં, જગનનાથીનાં, સુસીનાં કે કોઈ બનાત ને ફલાલીનનાં કરાવેછે. જીનનું કપડું મુંબઇમાં ને અમદાવાદમાં થાયછે. જાડો માદરપાટ આપણે અહીં પુષ્કળ થાયછે. અને તે ગામઠીને નામે ઓળખાયછે. ઘણું જાડું કપડું જોઇએ તો પંચમહાલના દાહોદમાં થાયછે. એના જેવું સુતરેલ જાડું કપડું દુનીઆના કોઇ ભાગમાં થતું નહીં હશે, કારણ જીનને બેવડું ચોવડું કરીએ તોપણ તે એ કપડાંની જાડાઇ જેટલું ન થાય. ઝીણી સોયે શીવાય નહીં, અને કેટલીક સોયો ભાગ્યાવગર તે ભાગ્યેજ શીવાઇ રહે. એના પાટલુનની જોડ ઓછામાં ઓછી દશકો ચાલે, અને સાચવીને પેહેરનારાને તો કદાચ તે આખા ભવનું રાચ થાય! ભરૂચની સુસી વખાણાયછે. દરેક મોટા કેદખાનામાં સુસીઓ તૈયાર થાયછે. ધોળકાના વણકર અનેક જાતની સુસી વણેછે તે રૂ૧) ની ગજ છ પડેછે. પાટલુનને લાયક હાલ કેટલીક જાતનું કાપડ કુંડલામાં તૈયાર થાયછે. તે રૂપીઆનું છ સાત હાથ પડેછે. તેનો નામ. દુમેટી, જીન, કાળી દુમેટી, કાળી ચોકડી, કાળા દોરીઓ ભાતીગર, કાળુ લહેરીયું, લાલદુમેટી, કાળીદુમેટી સળીવાળી વગેરે. અમદાવાદ, વડોદરા, સુરત, કઠોર, ભરૂચ, ધોળકા, ખંભાત, કુતીઆણા, કાણોદર, બગસરા વગેરે જે જે ઠેકાણે સુસી જેવું જાડું કપડું તૈયાર થાયછે, અને જ્યાં કાછા વગેરેનું કપડું થાયછે, ત્યાંનું અનેક જાતનું કાપડ પાટલુન ને પાયજામાના

કામમાં આવી શકે. બગસરામાં એક જાતનું ધોળું ને ઉપર નાની મોટી ચોકડીઓ તારવેલું વિલાયતી જમવાના ટેબલપર પાથરવાનું ટેબલ ક્લાથ થાયછે; તેના કરતાં પણ શોભીતુ કપડું થાયછે. ઊંચી જાતના એટલે દશપંદર રૂપીઆના ત્યાં ચોફાળ થાયછે, તેમાં એ કપડું વપરાયછે. એના પાટલુન ને બદન બહુ રળીઆમણાં થાય. એ કપડું આશરે રૂપીઆનું ચાર હાથ પડે. ग. ધોતીઆં. રેશમીકોરનાં ધોતીઆની વાત ઉપર આવી ગઇ. દાકતરી કોરનાં જાડાં ધોતીઆં ઢડને બીજા વણકર લોક ઘણું કરીને દરેક સ્થળે વણેછે. ગામડાના ને ગરીબ લોકનો વિશેષ આધાર એના પરછે. સાધારણ પંક્તિના લોક પણ એ વાપરેછે. ને અસલતો ઘણા ખરા લોક એજ પેહેરતા, પણ દહાડે દહાડે લોકમાં નાજુકાઇ આવતી ગઈ, શોખ વધતો ગયો, અને ફુલણજી વધારે થવા માંડ્યું એટલે દરેક કોમના લોકમાં વિલાયતી ઝીણાં ધોતીઆં બહુ કરીને દાખલ થયાં. જેઓ ધોતીઆં પોતીઆંમાં ગજીઉ, ખાધી—પાણકોરૂ વાપરતા તેઓ માદરપાટ વાપરવા લાગ્યાછે. દાકતરી સુતરની ચશમીને તરેહ તરેહની કોરનાં ધોતીઆં ખંભાતને ધોળકામાં થાયછે, તેનું ભાવ વેહેવારીકું હોયછે, તથાપિ આપણા હાલના બહવારમાં લોકો તેને ક્વચિતજ લે છે. ધોળકાનાં સુતરેલ ધોતીઆં ગોટા કોરનાં દેશી સુતરનાં પોણાબેગજી પનાનાં નવ હથાની કીમત રૂ ૩; ચસ્મી ગોટા કોરનાં બેગજી સાત હથાં કીમત રૂ ૩. વળી મોટા પનાનાં જેવાં કરાવવાં હોય તેવાં ત્યાંના વણકર કરી આપે, પરંતુ એ ધોતીઆં કરતાં એક ઝીણો ને સાદી દાકતરી ક્ષીટીની છેડે કોર હોય એવા પરદેશી ધોતીજોડો

લોકને ગમેછે. એવાં પચાસ ઇંચ પનાનાં ધોતીઆં કુંડ-
ળા કારીગરી વર્ધક સભાએ તૈયાર કરાવવા માંડયાંછે. વળી
સુરતમાં જાફરઅલીના તથા મુંબઈના કેટલાક સંચામાં એવાં
ધોતીઆં પુષ્કળ મળેછે. જ્યાં જ્યાં જાડા ધોતીઆંની સાળો
છે, ત્યાં ત્યાં વણકર લોકને ઝીણું સુતર આપી ઝીણા પોજનાં
ધોતીઆં વણવાનું કહેશો તો તે શું નહીં વણી શકે વારૂ? પં-
ચીઆના કામમાં ગામડી માદરપાટ લોકને જાડો પડેછે,
ઘણા જણ ઝીણો માદરપાટ, જગનનાથી, કે નિરલાજરા
મલમલને એ કામમાં લેછે. ઝીણાં બાંધેલી કોરનાં પોણ
બે ગજી પંચીઆં અમદાવાદના રણછોડભાઇના સંચા
માં થાયછે. એ પંચીઆં આઠેક હાથ લાંબાં હોયછે, ને
તેની કીમત જોડાની રૂ ૧॥ઽ પડેછે. ગરીબ લોકને તો એ
ધોતીઆંની ગરજ સારે. મુંબઇમાં દાક્તરી લાલ ઝીણી
સળીની કોરવાળા પંચીઆં ઘણાં થાયછે, પણ તે જરા જાડાં
ખરાં. બુટ સ્ટાકીંગ પેહેરનારામાંથા ઘણાક અને વિશે-
ષે કરીને દક્ષણી લોકો હારકોરી ધોતીઆં પડતાં મુકી ઝી-
ણાં દાકતરી કોરવાળાં કે કોરવગરનાં જગનનાથી કે મલ-
મલનાં ધોતીઆં વાપરેછે. બુટ મોજા વડે ઢીંચણ સુધી
પગનું સારૂં આચ્છાદન થયું હોય, ને સાથળ તરફ ઉપ-
લા ભાગમાં શરીરના અવયવ દેખાય એવું બારીક કપડું
પેહેર્યું હોય, એ કેવું અજુગતું ને બે અદબછે! ઘણાં
ઝીણાં ને વિલાયતી જેવાં અથવા તેથી પણ ચઢતાં
પાળી કોરનાં સાદાં ધોતીઆં જોઇતાં હોયતો તે બનારસ
તરફ થાયછે. તે મુંબઇની દેશી દુકાનમાંથી કે સુરત વ-
ડોદરાના બજારમાંથી મળીશકશે. એની કીમત જોડા દીઠ
રૂ ૪—૫॥ પડેછે. આ કામને માટે મલમલ જોઇતું હો-
યતો બંગાળામાં ને દિલ્હીમાં થાયછે. અમદાવાદમાં ને

વડોદરામાં વણકર પાસે મલમલ વગેરે ઝીણું કાપડ હાલ
ત્યાંના દેશ હિતેચ્છુંઓ વણાવેછે તેનો ઉપયોગ ગમેતો
પંચીઆં ધોતીઆંના કામમાં કરવો. ૬ અંગરખાં ને
પેરણ. આકામમાં ગામડાનાખેડુત હજી બહુ કરીનેખાદી વા
પરેછે. કાઠિઆવાડનો ખેડુત પાણકોરાની એક બંડી ને એનાજ
એક ચોરણા વડે આખું વર્ષ મજેથી ગુજારેછે. જરા
સારી હાલતમાં હોયતો એક જાડો લટ્ઠો ચોફાળ કરાવે એ-
ટલે બસ. પાણકોરૂં એ ગરીબ લોકોની ફ્ગાજીનછે. એમાં
હુંફ સારી વળે; તેથી કડકડતી ટાઢમાં એ બિચારા કંગા-
લ લોકોનું સોથીસરી ખાધીવડે રક્ષણ થાયછે. ગમે તેવો
માદરપાટ વાપરે તેના કરતાં ખાદી આ ગુણમાં ચઢીઆ-
તીછે. ખાદીનું એવડું બદન બનાતની ગરજ સારેછે. આ
વાત ધ્યાનમાં રાખવા જોગ છે કે ગુજરાતની માફક કાઠિ-
આવાડ હજી પરદેશી માલથી ડુબાડુબ થઇ ડુબવા માંડ્યું
નથી. ત્યાંની ચઢતી જાતનાંને જેમને હિંદુસ્તાનના બીજાભા-
ગો સાથે સંબંધ છે તેમને ત્યાં થોડી ઘણી પરદેશી ચીજો
જોશો, પરંતુ સાધારણને હલકાલોકોના ઘરમાં પરદેશી ચીજો
કવચિતજ તમારી નજરે પડશે. તેમનો ઘર શણગાર દેશીછે,
તેમનો પોશાક દેશીછે, તેમનાં બૈરાં છોકરાં દેશી કાપડ વા-
પરેછે, તેમનો બીજો સરસામન દેશીછે, અને તેમની રહે-
ણી કરણી પણ અદ્યાપિ બહુ કરીને દેશીજ રહીછે. મધ્ય કા-
ઠિઆવાડમાં આવું તમે વિશેષે જોશો. કાંઠે કાંઠે તો અલ
બત પરદેશી વા વાઇ ચુકયોછે. વળી એપણ યાદ રાખવુંકે
ઘણો વાપર દેશી હોવાથી હજી કાઠિઆવાડમાં દેશીકારીગ-
રી ઘણી રહેલીછે. કેટલેક ઠેકાણે ત્યાં ઉતમ કારીગરી થા-
યછે, પરંતુ રાજા રજવાડાનો અને શ્રીમંતોનો આશરો જેમ
જેમ ઘટતો જાયછે તેમ તેમ ત્યાં પણ ગુજરાતના બીજા

ભાગોની માફક લોકોનો આધાર પરદેશ પર થતો જશે. ગુજરાતના ને કાઠિઆવાડના પાણકોરામાં તમે આશમાન જમીનનો ફેર જોશો. ત્યાંનું પાણકોરૂં એવું સફાઈદાર થાયછે કે તે વિલાયતી માદરપાટ અને જીનની ગરજ સારે. લોકો ચોરણાપર કમરે પછેડી બાંધે છે, તેનું બોજ બહુ સારૂં થાય છે. એવું કાપડ બદન કરવાના કામમાં આવી શકે. અમદાવાદી ને નવસારીનો બાસ્તો, અને ભરૂચ તથા નવાનગરની ભરૂચી શ્રીમંતો ને રાજા વટીક અંગરખાંના કામમાં લેતા, તે હાલ બીલકુલ થતાં નથી. નગરમાં એ કામ હાલ પાછું તાજુ કરવામાં આવ્યું છે, તેથી અંગરખાંને ને બદનને માટે ત્યાંની ભરૂચી મેળવો શકાશે. તેની કીમત આશરે પાંચ ગજનો રૂપીઓ થાય છે. મલમલ અને ઝીણા દોરીઆ, ચોખાની, તથા જગનનાથી જેવું કાપડ અમદાવાદ અને વડોદરામાં હાલ તૈયાર થવા માંડ્યુંછે. પૈસાદારને માટે ઢાકા મુર્શિદાબાદની મલમલ ને જગનનાથી તૈયારછે. તે સુરતમાં, વડોદરામાં, ને કોઈવાર અમદાવાદમાં મળી આવે છે. વળી દિલ્હીનું કાપડ જેમાં સોનેરી ટપકી કે છાંટ પાડેલી હોય છે કે માંહે ચીકન કામ જોવામાં આવે છે તે અમીર ઉમરાવને ગર્ભ શ્રીમંતોના કામનું છે. દિલ્હીના કાપડની દુકાનો મોટા શેહેરોમાં ઘણું કરીને હોયછે.

(ङ) **બદન અને છોકરાંની ડગલીઓ સારૂ છીંટ** વગેરે. છીંટ મૂળ હિંદુસ્તાનની પેદાશ છે. મદ્રાસમાં તે ઘણી થતી, જેપુરની છીંટ થોડાંક વર્ષથી બંધ પડીછે, નગરમાં છાપવાનું કામ સારી જાતનું થતું, પણ પરદેશી છીંટે આ સ્થળોને દબાવી દીધાં છે. આપણે અહીં છીંટનાં કારખાનાં નીકળ્યા વગર આ ખોટ પુરી પડવાની નથી,

અમદાવાદમાં એવા કારખાનાને માટે ઉઠાવણી થાય છે એ સંતોષકારક વાત છે. ઉનામાં ને દીવમાં છાપવાનું કામ સૌથી સારૂં થાય છે, તેઓ હાલ છીંટ તૈયાર કરતા નથી, પણ છીંટ જેવા રૂમાલ, ધોતીઓ, પલંગપોશ, ચાંદનીઓ વગેરે પુષ્કળ તૈયાર કરેછે. સેહેજ સાજ ફેરફાર કરવાથી ત્યાં છીંટ થઈ શકે એમછે, અને તેને માટે હાલ પેરવી પણ ચાલે છે. રસાયન જાણનારા પાકા રંગને માટે પ્રયોગો કરી આપણા છીંપાઓને તેનો લાભ આપે તો કેવું સારૂં? છીંટ થતાં સુધી તેને બદલે બીજાં કાપડ બદનમાં ને છોકરાંની ડગલીઓમાં વાપરવાં જોઇએ. તે એવી ચીજ નથી કે જે વગર ચાલેજ નહીં. ગર્ભ સુતર ગજીઆણી કે શેઠ તાપીદાસના સંચામાં થતું તરેહ તરેહનું રેશમી કાપડ ડગલીઓને માટે વાપરી શકાય.

(૫) કામળા અથવા કોટ. ઉનનું કાપડ કારખાનાં ન હોવાથી આપણને મળે તેમ નથી. વધારે પૈસા ખરચવાથી કાસ્મીરી ને મુલતાની બનાત વગેરે મળી શકે ખરૂં. કુંડલા કારીગરો વર્ધક સભાએ કાસ્મીર જેવું કાણું ને જાડું સુતરેલ લુગડું બગસરામાં તૈયાર કરાવ્યુંછે. તેના કામળા મજેના થાયછે. કુંડલામાં ને બીજે ઠેકાણે થતાં સુસી જેવાં જાડાં કાપડ સાધારણ ને ગરીબ લોક ડગલાના કામમાં વાપરી શકે. શેઠ તાપીદાસે જુદા જુદા રંગના સાદી તરેહના રેશમી આલપાકા કાઢવા માંડયાછે તેથી એ વાતે પરદેશની ગરજ હવે આપણે પડે તેમ નથી. એ આલપાકાની હાલ કીમત રૂ૧)~ વારને આશરે પડેછે. વિલાયતી રેશમી આલપાકા કરતાં તે ... મોંઘાં, મુદતમાં ને ... માં ... વિલાયતી

ને મુકાબલે તેની કીમત વધારેછે એમ કોઇથી કહેવાશે નહીં. થોડા મુદતમાં જ્યારે ડેવીડ સાસુનનો રેશમનો સંચો ચાલુ થશે, ત્યારે ચડસા ચડસીથી આંમપાકાની ને બીજા રેશમી કાપડની કીમત ઓછી થશે, એમાં શક નથી. હવે તો કોઇ ધનવંત ઉનનું એકાદ કારખાનું કાઢે તો ઠીક પડે. (છ) દુપટ્ટા અથવા અંગવસ્ત્ર. રેશમી તથા કસબી ચલોઠા વિશે આપણે વાત કરી ગયા છીએ. નાગપુરના દુપટ્ટા પણ મજેના આવેછે. દિલ્હી ને બનારસના કસબી કોરના ને સાદા દુપટ્ટા કીમતી ને બહુ દેખાવડા થાય છે. ચંદેરી દુપટ્ટા સૌથી ચઢીઆતાછે. આ ચીજો મોટાં શહેરોમાં મળેછે. પરંતુ સાધારણ કે ગરીબ લોકો જેઓ ઘણા પૈસા એક વખતે ખરચી શકતા નથી, તેમને માટે સસ્તા ઉપરણા માહુ (માળવામાં)તરફથી આવેછે,તે ફકત રૂપીએ રૂપીએ મળેછે. સાદી ધોળી કોરના બનારસી ચલોઠા પાંચ પાંચ હાથના આવેછે તે વડોદરા વગેરે શહેરોમાં મારવાડી દુકાને બાર બાર ચૌદ ચૌદ આને મળેછે. આથી સસ્તા ચલોઠા તો પરદેશથી પણ આવતા નથી. મુંબઇની દેશી દુકાનમાંથી આવા આવા પર પ્રાંતનો સામાન મળી શકશે. અમદાવાદી ગોટા કોરના ચલોઠા આશરે ચાર રૂપીએ જોટો આવે છે, તે તેની શોભા ને ટકાઉપણાના પ્રમાણમાં વિલાયતી જામદાનીના કે દાકતરી કોરના દુપટ્ટા કરતાં મોંઘા ગણાય નહીં,

(જ) પાઘડી—ફેંટા—ટોપીઓ. પાઘડીઓ આપણા દેશ જેવી બીજા દેશમાં થતી નથી. ગુજરાતમાં પેઠની ને યેવલાની પાઘડીનો વાપર ઘણોછે. સઉથી ચઢીઆતી ચંદેરી પાઘડીઓ થોડાકજ વાપરેછે. દિલ્હીની બત્તીની પાઘડીઓ લગભગ ચંદેરી જેવી હોય છે. તે મુસલમાનો

ને રાજા રજવાડા ઘણુંકરીને ઉપયોગમાં લેછે. ગુજરા-
તમાં જાડી પાઘડીઓ ઘણા ગામોમાં થાયછે. ધોળકામાં
ધોળી નેવું હથી બે છેડે ત્રણ ત્રણ આંગળ કસબની
પાઘડી થાય છે તેના રૂ૫ાા, અને લાલ પાકા રંગની
સાઠ હથી છેડે ત્રણ આંગળ તોરાનીના રૂ૪ા બેસેછે.
અમદાવાદમાં ને વડોદરામાં ઝીણી પાઘડી પણ થાયછે.
વડોદરાની પાઘડી લગભગ પેંઠની પાઘડીનું કામ કરેછે,
અને તે ઓળખાય છે પણ વડોદરીઆ પેઠના નામથી.
તેનાપર પેંઠના જેવો રંગ દીપતો નથી, પરંતુ તેના સ-
સ્તાપણાને માટે ઘણા લોક તેને પસંદ કરે છે. પંદર રૂ-
પીઆની કીમત સુધીની પાઘડી વડોદરામાં થાય છે,
અને સસતામાં સસતી પોતાનાના કામમાં લાવવાની પા-
વલા પાવલાની પાઘડી પણ બને છે. જુનાગઢી ગર્ભ
સુતરૂ પાઘડી વિષે આપણે કહી ગયા છીએ. કાઠિઆવા-
ડમાં પાઘડીને બદલે બહુ કરીને મોંળીઆં ને ફેંટા વપ-
રાય છે. મોંળીઆં દેશી ઉપજ છે, અને તે અમદાવાદ,
નગર વગેરે ઠેકાણે થાય છે. ફેંટા પેહેલાં કાઠિઆવાડમાંજ
થતા. નગરમાં તે તરેહ તરેહની ભાતના નિપજતા, પરંતુ
તેના નમુના વિલાયત ગયા પછી તેવીજ જાતના ત્યાંથી
એટલા જથાબંધ આવવા માંડ્યા કે એ કામ હાલ નગ-
રમાં લગભગ બંધ પડયા જેવું છે. વાંચનાર જાણીને
આશ્ચર્ય પામશે કે તરેહ તરેહની ભાતની ગવન અને ત-
રેહ તરેહનાં ઓરણાં—દ્રાખ માંડવાનાં, દળ વાદળ વગેરે,
એ સૌ વિલાયતના લોકોએ નગરના નમુના ઉપરથીજ તૈયાર
કર્યાંછે. હજી એમાંનું કેટલુંક કાપડ નગરમાં થાયછે, અને
એમાંનું કેટલુંક દાણા બાંધીને કરેછે તેનેજ કાઠિઆવાડ-
માં લગ્નને કે બીજે શુભ પ્રસંગે લોકો વાપરે છે. નગર-
માં હજી લથડતાં લથડતાં પણ એવા કારીગરો રહ્યા છે

કે જે વખતે વખત નવી જાતનું કાપડ તૈયાર કરી લોકના શોખને જાગૃતિ આપે છે;પણ અફસોસ તે નવા કાપડની ટુંકી મુદતમાં વિલાયતથી નકલ થઈ આવેછે, તેથી અને નગરના કારીગરોને વિશેષ ઉત્તેજન ન રહ્યું, તેથી તેઓ બિચારા નિરાશ થઈ ચપટ બેસેછે. ઉત્તેજન હોય તો એ લોકો શું નહીં કરી શકે, તે હું કહી શકતો નથી. તૈયાર થએલી ટોપીઓ વિલાયતથી થોડીજ આવે છે, પરંતુ હાલ જે ટોપાંઓનો બોહોળો વાપર આપણે અહીંછે તેમાંની ઘણી ખરી વિલાયતી પદાર્થની બનેછે. ટોપીઓમાં વપરાતાં બનાત મખમલ અને ઉન પરદેશીજ આવે છે. કેટલીકવાર તો તે ઉપર બુટ્ટા પાડવાની દોરીઓ કે કીનારીઓ પણ પરદેશી જોવામાં આવે છે. આપણા કિનખાબ કે ગજીઆણીની ટોપીઓ બહુ કરીને લોકને પસંદ આવતી નથી. કિનખાબની ધારીઆની કે ભરેગછીની તોઈ ફીત મુકેલી ને પાછળ બોચલા ને ફુમતાંવાળી તથા આગળ મોતી કે પાંદડી લટકતી હોય એવી આડીઆ કે ગોળ ટોપીઓ, અને ઉપર મુગટવાળી કહાનટોપીઓના ભાવ ઉતરવા માંડ્યા છે. એવા ઉમદા કપડાની ગોળ ટોપીઓ લોકને ગમતી નથી. સુતળી ઉપર ઉન વીંટીને તૈયાર કરેલી, સુતરેલ મખમલની, સસ્તી બનાતની, કે જુઠી તોઈ ફીતવાળી ટોપીઓ લોક ઘણી વાપરે છે. તેથી એમ અનુમાન થઈ શકે કે લોકોમાં દરિદ્રતા વધી પડી છે, અથવા ખરેખરૂં સારૂં શું તે લોકો સમજતા નથી. સુરત ટોપીઓને માટે વખણાય છે, કેમકે ત્યાં તે અનેક તરેહની બનેછે. બારીક રેશમી ભરતની ટોપીઓને માટે સિંધ ને કચ્છ જાણીતાં છે. રાતે પેહેરીને સુઈ રેહેવાની કોથળી જેવી ટોપીઓ (જેને નાઇટ કેપ કહેછે તે) વિલાયતથી આવેછે. તેને બેવડીવાળી માથે ઘાલી હોયતો જાંગલા જેવું

જણાય છે, અને તે બેસાય છે તેથી માથું ને કાન બં-
ને દુખવા આવે છે; તે છતાં તે નાનાં મોટાંમાં એક ફેશન
થઇ પડી છે. નાનાં છોકરાંને એવી ટોપીઓ ટાઢથી રક્ષણ
થવા પેહેરાવવામાં આવેછે. તેના કરતાં વધારે ઉપયોગી રૂભ-
રેલી વિરમગામી ટોપીઓ થાય છે. એને બે છેડે કાન મુકેલા
હોય છે, તે વડે બાળકના કાન ઢંકાય, ને તેને છેડે રાખેલી
દોરીઓ બાળકની દાઢી તળે બાંધી લીધી એટલે ટોપી પ-
ડી જવાની પણ ધાસ્તી નથી. એ ટોપી એટલી સુંવાળી
હોય છે કે તે બાળકને કાંઇ પણ ઇજા ન કરે, પણ આપણા
લોક તેને હલકી જાતની ચીજ સમજેછે. સાહેબ લોકો ત-
ડકાથી રક્ષણ થવા સારૂ આના કરતાં પણ બે ડોળ આ-
કારની છાબડા જેવી ટોપીઓ પેહેરે છે, પણ ગુણની
બાબતમાં આપણા લોક તેમની નકલ કયાં કરેછે.? ગધે-
ડા જેવાક જેવું કદરૂપું ને ખુંચતું કપડું વેતરાવીને તેના ડ-
ગલા પેહેરવામાં લોકો માન ભરેલું ગણે, અને આછા
રૂથી ભરેલી ખૂબીદાર શીવણીની વિરમગામી ડગલી-
ઓને તેઓ હલકી ગણે. અરેરે! ભારે, હલકું, શોભી-
તું, કશોભીતું, ને ગુણ અવગુણવાળું ગણવામાં સઉથી
ચઢતી અકલની મનુષ્ય જાત કેવાં ભૂલો કરે છે.(ज्ञ) રૂ-
માલ ને શરીર લોહવાના ટુવાલ, જગંનાથી જેવા કપડા
ને એક લીટીની કે વેલની છાપેલી કોર પાડેલા અથવા
જાડા સુત્રથી બાંધેલી કોરના રૂમાલ સંખ્યાબંધ આપણે
અહીં લોકો મો લુછવાના કામમાં વાપરે છે. છોકરાંને
માટે કે માથે બાંધવાના કામસારૂ ભાત ભાતના છાપેલા
રૂમાલનો ખપ બોહોળોછે. હમણાં હમણાં લોકો સાદા-
ઇ વધારે પસંદ કરેછે, અને એ વાત પણ સ્તુતિ પા-
ત્રછે. જ્યાં રંગાટી સારી થતી હોય ત્યાં નવાં બીબાં કરાવી

રૂમાલની કોરો મરજી પ્રમાણે છપાવી હોય તો તે કામ કાંઇ નહીં બની શકે એમ નથી. ઉનામાં ને દીવમાં રૂમાલ છાપવામાં આવેછે તેને છેડે વેલ પણ પાડેછે. પરંતુ તેઓ લુગડું જરા હલકું ને છાપવાનું કામ જરા જાડું કરેછે, કેમકે તેમને જાડા ને ગરીબ લોકોનીજ ઘરાકી હોયછે. વળી તેનું સસ્તાપણું કેટલું; મોટા એટલે એક ગજ કરતાં જરા વધારે એવા છાપેલા રૂમાલની કીમત વીશ પાઇ, અર્ધા ગજના ગજપનાના રૂમાલની કીમત દશ પાઇ, અને વેહેત વેહેતના રૂમાલની કીમત છ પાઇ પડેછે. ખંભાતમાં, અમદાવાદમાં, ને નગરમાં લાલ પટાના કે સળીવાળા રૂમાલ થાયછે, જેને હાલ વોહોરા ને મુસલમાન લોક બહુ કરીને વાપરેછે, તેની કીમત દશ પૈસા સુમારે બેસેછે. તે જો આપણે ફેશનમાં લાવવા ધારીએ તો કાંઇ ખોટા દેખાય એવા હોતા નથી. વાંકાનેર, બગસરા, કાણોદર, વગેરે ઠેકાણે બારીના ચોફાળ થાયછે, તેના કપડાનો પનો રૂમાલ જેટલો હોયછે. તેને કાપીને અથવા વણકરપાસે કોરબંધાવીને રૂમાલ કર્યા હોયતો તેપણ ઉપયોગમાં આવી શકે. ધોળાં ઝીણાં કપડાંને રેશમથી કોરબંધાવી હોય કે છેડે ચાંકનનું કામ કરાવ્યું હોય તો તે રૂમાલ ઘણા સારા દેખાય. ઓલીપેલીની નીંદા કરતી ને બેઠીબેઠી સપાટા મારતી બૈરીઓ પાસે આવું કામ કરાવાથી બેવડો ફાયદો થાય. નાહીને શરીર લુછવાના કામમાં ટુવાલ આવેછે. આપણા સાધારણ લોકો એમાં કાંઇ સમજતા નથી. ભણેલા ને નોકર ચાકરોમાં ટુવાલ ઘસવાનો રીવાજ ચાલ્યોછે. ઇશ્વર કૃપાએ આપણે અહીં ટુવાલ ઘણા બનેછે, એટલે હરકતનથી. ભરૂચી ટુવાલ વખણાયછે. અમદાવાદ, ભરૂચ વગેરે ઘણે ઠેકાણે કેદખાનામાં તે તૈયાર

કરવામાં આવેછે. અમદાવાદમાંતો વણકર પણ એ તૈ-
યાર કરેછે. દેશીખાધીના કકડા સસ્તીરીતે ટુવાલ કરવાં
સારૂકામ કરી શકે, પણ આપણે જ્યારે સસ્તાની વાત ક-
રીએ ત્યારે તે લોકો નાપસંદ કરે, અને જ્યારે મોંઘાની
વાત કરીએ ત્યારે તે પણ અપ્રમાણ થાય.

૩ સર્વોપયોગી સુતરેલ કાપડ. (क) પહેલાં ઘણું
કરીને સઘળા ને હજી કેટલાક લોક ચાદરો કરવામાં પા-
ણકોરાં વાપરતા. માદરપાટે હાલ તેમને વેગળાં બેસાડ્યાં
છે. માદરપાટના તૈયાર ને કોરે લાલ સળીવાળા ચાદર-
પાટ અમદાવાદમાં રણછોડભાઈના સકંચામાં તથા મુંબા-
ઈમાં જોઈએ તેટલા મળેછે. ફકત તે વિલાયતી છે કે
દેશી એટલી લેતી વખત તજવીજ કરવાનીજ બાકી ર-
હેછે. આપણાં ગોદડાં, ગાદલાં, જાજમો, અને સાલ્લા
એ સૌ બહુ કરીને ખાદીનાજ થતા, પણ દિનપરદિન એ-
વી ચીજોમાં પણ પરદેશનો પગ પેસારો થઈ ગયો છે.
ગાદલાં સુસીનાં, ને રજાઈઓ બુટ્ટાદાર છીંટની થવા લા-
ગીછે. જાજમોને ઠેકાણે શેતરંજીઓ, ગાલીચા, અથવા
ગાલીચા જેવું સુતરેંજ છાપેલું કપડું વપરાવા માંડ્યુંછે.
સાલ્લા તો ઘણાખરા માદરપાટનાજ થાય છે. સારાં ભા-
ગ્યેગે આપણે અહીં પુષ્કળ સુસી ભરૂચ, સુરત, અમદા-
વાદ વગેરે શેહેરોમાં થવા માંડીછે. રજાઈઓને લાયક
છીંટ અથવા પલંગપોશ કઠોર, ઉનાદેલવાડા, દીવ, દમણ,
આતરસુંબા વગેરે ઠેકાણે થાયછે. જાજમો કરવા લાયક
મોટા બુટ્ટાનું ખાદીપર કે હરકોઈ જાડા કાપડપર છાપવાનું
કામ અમદાવાદમાં ને ઉનામાં થાયછે. સાલ્લા છાપવા-
માં ઘણોખરો ગામઠી માદરપાટ વપરાયછે, માટે પરદેશી
માલ નહીં વાપરવાને જેમણે નિશ્ચય કર્યા હોય તેમને

બેરીઓ શારૂ દેશી ઝીણા સાળુના નહીં મળવાની ફિકર ન રાખવી. ફકત એટલુંજ જોવું જોઇએ કે છીંપાએ મ દર પાટ કયાંનો વાપર્યોછે.

(ख) ટાઢના દહાડામાં સોડ ઘાલવામાં કે અમસ્તું ઓઢવામાં ગુજરાતના લોક ઘણુંકરીને બનાત વાપરેછે, તેને ઠેકાણે કાઠીઆવાડમાં ચોફાળ વપરાયછે. (શાલ દુશાલા દેશીછે, અને તેનો વાપર સઘળે સરખો છે, માટે તેની વાત આપણે કરતા નથી) બનાતના પૈસા વધારે પડેછે. સોંઘી ખોળીએ તો શરીરે ખુંચે, અને વારેવારે ધોવડાવાય નહીં, પણ કાઠીઆવાડી ચોફાળમાં એ હરકતો નડતી નથી. જેઓ એમ ધારતા હોય કે ચોફાળ સારા લોકોથી ઓઢાય નહીં, તેઓએ જાણવું કે કાઠીઆવાડમાં કેટલેક ઠેકાણે એવા મજેના ચોફાળ થાયછે કે તે શોભાની સાથે વાપરી શકાય. બગસરાના ચોફાળ ઘણા વખણાયછે, અને ત્યાંના એક જાતના ચોફાળ વિશે આપણે વર્ણન પણ કરી ગયા છીએ. ઊંચા ચોફાળને છેડે કસબ આવે છે. બગસરા, મોરબી, ને વાંકાંનેરમાં ઘણા ઝીણાં ને સફાઇદાર ચોફાળ થાયછે, તેની કીંમત ચાર પાંચ રૂપિયા પડે છે. ઉના પાસેના ગામમાં એક વણકર પોતાને હાથે સારો કપાસ વેણાપરથી વીણી લાવી સાવચેતીથી પીલાવી પીંજાવી કંતાવેછે, ને તેના ઊંચી જાતના સફાઇદાર ને શોભાદાર ચોફાળ ગરાસીયા તથા શ્રીમંતોને માટે બનાવે છે. ટાઢ ખાળવાના જાડા પણ દેખાવમાં જલેદાર ભાતવાળા ચોફાળ અમે મોરબીમાં કરાવ્યા હતા; તે દરેક પાંચ શેરથી છ શેર સુધી વજનમાં હતો. એની કીમત રૂપિયા સાડાચાર લાગી હતી. આવો ચોફાળ એક દસકો લગી નમ્યું ન આપે. એવા એક ચોફા-

જાથી કડ કડતી ટાઢમાં માણુસ નભાવી શકે. એના જેટ-
લું કામ બનાત પણ કરી શકતી નથી એમ અનુભવથી ન-
કી થયુંછે. વાંકાનેર, કાણોદર વગેરે કેટલેક ઠેકાણે બારી-
ના ઝીણા ચોફાળ થાયછે, તે વાણીઆ બ્રાહ્મણ દહાડે
પણ ઓઢીને બહાર નીકળે છે, કેમકે તે દેખાવમાં સારા
હોય છે. કાઠિયાવાડમાં તો ઘણુંકરીને દરેક મોટા ગામમાં
ચોફાળ થાયછે, અને દરેક સ્થળના લોકો પોતાની પડો-
શના ચોફાળ વખાણે છે. ધોળકા નજીકના ચલોડામાં
પણ સારા ચોફાળ ને ઊંચી ગજી વણાય છે. સુતરેલ
મશરૂ વિશે આગળ કહી ગયા છીએ. તે ઘણા કામમાં
આવી શકે. પાથરવાની શેતરંજીઓ મોટા મોટા શેહેરોમાં
થાયછે. આગ્રાની શેતરંજીઓ વખણાય છે, પરંતુ આ-
પણે અહીનાં કેટલાંક કેદખાનાંમાં તેના જેવી ચઢીયાતી
શેતરંજીઓ બને છે. સિંધ તરફ પટાપટીની ગલીચા જે-
વી શેતરંજીઓ આવેછે, તે ઘણી રળીઆમણી લાગેછે.
સિંધમાં ઉનની સેતરંજીઓ થાયછે તે અડી ઓપટીએ
બહુ કામ લાગે. સિંધમાં ગલીચા થાયછે તે પરદેશી
એટલે વિલાયતી કે ઈરાની ગલીચાને ઠેકાણે વાપરી શકાય.
દમણમાં સુજનીઓ બહુ સારી થાયછે. છીંટ જેવું બુ-
ટ્ટાદાર કપડું ત્યાંજ છપાઈ સુજનીઓમાં વપરાય છે, તે
ચઢતી જાતનું હોયછે. સેહેજ ફેરફાર કરવાથી ત્યાંના
રંગારા છીંટ બનાવી શકે.

(ङ) ઉનનું કાપડ—આપણે અહીં બારીક ઉન ન
થવાથી ઉનનું ઝીણું કાપડ થતું નથી. બાજેટા ઉન વિશે
ઉપર કહેવામાં આવ્યું છે, તેના અગર કાશ્મીરના કે પ-
રદેશી સારા ઉનનાં કાપડ કરવાનાં કારખાનાં નીકળવાં
જોઇએ. કાશ્મીરની શાલ, દુશાલા, બનાત, ને કાશ્મીરી આવે

છે. જેપુર અથવા મારવાડ તરફથી ઝીણી કામળી આવે છે, તે ઓઢવાના કામમાં વપરાય છે, અને તે જુદા જૂદા રંગની હોય છે. મુંબાઈમાં એ કામળી મળે છે. એનાં બદન થઈ શકે. સળીવાળી વિલાયતી સરજ આવે છે તેના જેવી એ દેખાય. સુંઆળપણમાં તે સારી હોય છે. કાઠિઆવાડમાં ઉનના ધાબળા ઘણે ઠેકાણે થાયછે, તેમાં ધોરાજીના ધાબળા ઘણા વખણાય છે. એ ધાબળા આપણા જાડા ને ખરબચડા કામળા હોય છે, તેના જેવા ન સમજવા. કેટલાક તો શોભાવાળા ને ઝીણા હોય છે. પીંજવાની ક્રિયા સુધરે તો હાલના કરતાં પણ વધારે બારીક ઉનનું કામ થઈ શકે. કાઠિઆવાડની આહીર તથા મેર લોકની બરી ઉનની ધાબળી અથવા ઓઢણી ઓઢે છે, અને મરદો પણ ઘણીવાર ચોફાળને ઠેકાણે ઉનના ધોળા ધાબળા ઓઢતા જણાય છે. સુરત જીલ્લાના સરભોણ, મોતા, મલેકપોર, ને માણેકપોરમાં ઉનના ધાબળા (ચુમાળા) થાયછે. અમદાવાદમાં એક વોહોરાએ વિલાયતી કામળેટ (ડુમાસ) જેવું ઉનમિશ્ર કાપડ બનાવ્યું હતું, તે વિલાયતી કરતાં મોંઘુ ન હોતું. સોગરામ વગેરે જડવાના અને બીજા જે જે કામમાં કામળેટ આવે છે, તે તે કામમાં એ વાપરી શકાય. એ હોંસીલા વોહોરાએ અનેક ચીજો વિલાયતી જેવી નવી નવી તૈયાર કરી છે, તેમાં જીન જેવું ને સુશી જેવું ઘણી તરેહનું કાપડ; ઝીણી ચોખાની, દોરીઓ, શરીર લોહવાના ટુવાલ, તથા ખાતી વખત સાહેબ લોકો વાપરે છે તે નેપકિન ને સેતરંજીઓ મુખ્ય છે. એને ત્યાં સઘળુ દેશી કાપડ મળે છે, અને દુકાન સ્વામિનારાયણના મંદીરની નજીક છે. સિંધના ગલીચા તથા ઉનની સેતરંજી વિષે આપણે હમણાંજ કહી ગયા છીએ.

(૬) **બીજી જાતનું કાપડ.** યુરોપમાં કેટલીક જાતનું
સણનું કાપડ થાયછે. તેમાંનું કોઈ કોઈ તો બારીક પણ
આવે છે; જેવું કે કંતાન મુગટા વગેરે. સણ આપણા
પ્રાંતમાં થાયછે, પણ તેનો ઉપયોગ વણાટના કામમાં થ-
તો નથી. ગામડામાં છોકરાં ખેતરેથી એક જાતના છોડને
લાગેલા ખણખણતા ઘુઘરા રમવા સારૂ લઈ આવેછે
તેજ એ શણ. એ છોડની છાલ બીંડી કરેતાં સુંવાળી ને
સારી હોય છે. આપણે અહીં વખતે તેનાં દોરડાં ભા-
ગવામાં આવે છે, પરંતુ વિલાયતની જેવી ઝીણી સુતળી
અને શણના ઝીણા દોરા એ પદાર્થના ખાસી રીતે થઈ
શકે, અને એને કાંતીને કંતાન જેવું જાડું કાપડ જરૂર
વણી શકાય. ધોરીઆના છોડ પરથી બીંડી કાઢી લોકો
તેને દોરડાં ને વાણ બનાવવામાં વાપરે છે, પણ તેના
આગલા છેડા કાપી નાખે બાકીના ભાગને કંતાવી વણે
તો તેના ગુણપાટ થવામાં કાંઈ ખામી રહે નહીં. મુસા-
ફરીના પોર્ટ ફાળીઆ અથવા પાકીટ ઘણાં ખરાં ટાટનાં
વપરાય છે, તેની બનાવટ એ ગુણપાટવડે ખાસી રીતે
થઈ શકે; પણ એવું એવું અજમાવી જોનાર કોઈ મળતું
નથી. ખાખરાનાં મૂળ અથવા થડ નજીકના ભાગને કું-
ભાર લોક કેટલેક ઠેકાણે કુટે છે, એટલે તેના બારીક રેષા
થઈ જાય છે. તેની પાંત મુકી ગધેડાંને બાંધવાની દામ-
ણી, માટી ભરવાની ગુણો, કે ખાટલે ભરવાનું વાણ
બનાવે છે. આ ચીજનો વિશેષ ઉપયોગ થઈ શકે કે ન-
હીં તેની તપાસ થાય તો કેવું સારૂં? સ્વિડનમાં જ્યારે
લાકડાંમાંથી તેલ કાઢવાની યુકિતઓ નીકળે છે, અમેરિ-
કામાં ચામડાં વગેરે નકામાં પદાર્થોમાંથી ખોરાકને લાયક
મિષ્ટ જેલી કાઢવામાં આવે છે, ફ્રાન્સમાં પરાળ જેવી
નજીવી ચીજમાંથી કાગળ બનાવવાનું ચાલે છે, અને

ચીનના લોકો પરદેશીઓનો વેપાર બંધ કરવા ઉત્સાહથી મેદાન પડ્યા છે, ત્યારે આપણા લોકો એદીની પેઠે નિ-રાતે ઉંઘે છે. કે ટગર ટગર જોયા કરેછે, એ કેવા દી-લગીરી ભરેલો બનાવ!

૨ લાકડ કામ (क) ઇમારતી કામમાં આવે એવું ઘણું કરીને સઘળી જાતનું લાકડ આપણે અહીં થાય છે, અને તે જથાબંધ વાપરવામાં પણ આવે છે. લાક-ડા ઉપરની કોરણીને માટે હિંદુસ્તાન વખણાય છે, અને તેના નમુના અદ્યાપિ કોઈ કોઈ ઠેકાણે જોવામાં આવેછે. ઈંગ્રેજી શાસન ચાલ્યા પછી કોતરનું નકશી કામ ઓછું થવા લાગ્યુંછે, કારણ લોકોનો શોખ સાદાઈપર ને વિલા-યતની નકલ પર બહુ ચઢી ગયોછે; પણ આપણી આ ખોટી નકલને માટે પ્રખ્યાત લાર્ડ નેપિયરે શું કેહેછે તે આ ચોપડીની શરૂઆતમાંજ લખ્યું છે. તેના અક્ષરે અ-ક્ષર સોનાના ગણી તમારા હૃદયમાં કોતરી રાખો, અને તે ભલા ને પરગજુ સરદારની સલાહ પ્રમાણે ચાલો.

(ख) ઘર શણગાર, થોડા ઉપયોગી સામાન શિવાય લા-કડાની ઘણી ચીજો શણગાર માટે ઘરમાં રાખવાનો આપણો અસલથી રવૈયો નથી. પેટી, પટારા, ડોનીઆ, ખાટલા, ઘોડીઆં, પારણાં, પાટલા, બાજઠ, માંચી, અને પાટ એ આપણા ઘરનો શણગાર. પણ વિલાયતી ઢબ છબ દાખલ થયા પછી ખુરશી ટેબલ કોચ બેન્ચ જ્યાંને ત્યાં વિશેષે કરીને ભણેલા લોકોને ઘેર જોવામાં આવે છે. શો-ભીતા નવી તરેહના સામાન શક્તિ હોય તો વાપરવાને કોઈ અડચણ લઈ ન શકે; પરંતુ શક્તિ જોવી, ઉપયોગ જોવો, અને તે આપણે અહીં તૈયાર થઈ શકશે કે નહીં એ તપાશી જોવું. એ ત્રણ બાબત પર ધ્યાન આપવા મારી અરજ છે. અમદાવાદ, વડોદરા, ભરૂચ, સુરત,

રાજકોટ, ભાવનગર વગેરે ઘણે ઠેકાણે આવા સફાઈદાર ને નાજુક પદાર્થો થાય છે. સુંદર ઈસ્કોતરાને માટે ભાવનગર અને શુશોભીત પલંગ તથા કોચને માટે દીવ પ્રખ્યાત છે. એ બે સ્થળની સામાન સસ્તો ને સારો થાય છે. નકશીવાળો સિસમનો મોટો છપર પલંગ પચીશ રૂપીએ દીવમાં મળેછે, તેવા બીજે ઠેકાણે ચાળીશ રૂપીએ પણ ભાગ્યેજ બને. લુણાવાડાના પટારા ને મજુસો વખણાય છે. સાધારણ પેટીઓ ને ઇસ્કોતરા ઘણે ખરે ઠેકાણે થાયછે.

(ગ) **આફીસનો સામાન.** આંકણી, ખડીઆદાની, રૂલીઆં, કાગળકતરણી, ભાર, (વેઈટ) વગેરે લાકડાના પદાર્થો ઘણાખરા વિલાયતી વપરાય છે, તે સઘળા આપણે અહીં થઈ શકે. હરેક શેહેરમાં કસબી સુતાર હોય છે, ને તે વિલાયતી જેવું બારીક કામ કરી શકેછે, પણ તે આપણે કરાવવાની તસ્દી લીધા વગર બને નહીં.

(ઘ) **ગાડીઓ.** હાલમાં વિલાયતી જેવા સીગરામને તરેહ તરેહની ઘોડા ગાડીઓ કે બગીઓ સુરત, વડોદરા, અમદાવાદ, રાજકોટ વગેરે ઠેકાણે પુષ્કળ થવા માંડી છે. કામ સારૂં ને સસ્તું થાયછે, માટે એ દેશી વાહન અંગ્રેજો સુદ્ધાં પણ વાપરવા લાગ્યા છે. એમ છતાં કેટલાક દેશીઓ અંગ્રેજો કરતાં ચઢીઆતો શોખ ને પરીક્ષા બતાવવા દેશી સામાનનો રંગ કે ઓપ સારો થાયજ નહીં, એમ કહી હજી બમણાં ત્રમણા પૈસા ખરચી તેવા પદાર્થો પરદેશથી મંગાવે છે.

(ङ) **દેશી નમુનાની લાકડીઓ** તો ઘણે ઠેકાણે થાય છે, પરંતુ વિલાયતી ઘાટ પસંદ કરનારને અનુકુળ આવે એવી પણ લાકડીઓ કેટલેક ઠેકાણે બને છે, અને એવી લાકડીઓ તૈયાર કરાવે તો સર્વ ઠેકાણે થઈ શકે-દીવમાં

ગેંડાના શિંગડાની સુશોભિત લાકડી થાયછે તે વિષે વાત કહી ગયા. ટીમરૂના સારની સુંદર ઓપવાળી ને વાંકા હાથાની એક લાકડી ચળાલામાં (કાઠિયાવાડ) જોઈ તેના હાથામાં ખોદી ખોદીને સ્ફાટીક રત્નો (જેને ત્યાં ચોખલીઆ કહે છે) પુરેલાં હતાં, તથા હાથાને છેડે મજેનું મોહોરૂં કાઢેલું હતું. એ લાકડી મને ઘણી પસંદ આવી, અને એવી શોભિતી કોઈ વિલાયતી લાકડી અદ્યાપિ મારા જોવામાં આવી નથી. એવી લાકડીની ખરાજાત રૂપીઓ સવારૂપીઓ પડે. કચ્છમાં લાકડીઓ તરેહ તરેહની થાય છે. ચાર પાંચ આનાથી પચીશ રૂપીઆની કીમત સુધીની લાકડીઓ થાયછે. ત્યાંની ચાર પાંચ આનાની લાકડી વિલાયતી તેટલી કીમતની લાકડી કરતાં ચઢીયાતી જણાય છે. રાજકોટમાં એક સોપારીના ફળની કરેલી સુંદર લાકડી ને આંકણી મેં જોઈ હતી. તે સોપારીની હશે એમ આપણે ભાગ્યેજ જાણી શકાએ. પાલણપોરમાં સુંદર લાકડીઓ જાત જાતના લાકડાની થાયછે. બીજી લાકડીઓ કયા કયા લાકડાની થાય એ વિષે પેહેલા ભાગમાં વિસ્તારથી જણાવ્યું છે.

(च) દાબડા દાબડીઓ. કરાંચીના દાબડાના ગંજ જેમણે જોયા હશે તેમની ખાતરી થશેકે તે વિલાયતી કરતાં ચઢીઆતા ને સસ્તાછે. ત્યાં ઊંચા પ્રકારની કારીગરી કરેલી એટલે ઊપર સોનેરી રૂપેરી નકશી ભાત પાડેલી એવી સુંદર દાબડી બનેછે. ગુજરાતમાં ચઢીઆતી જાતની દાબડીનું સ્થળ દીવછે. દીવમાં ટીમરૂના સારની, સીસમની, અને ગેંડાની દાબડીઓ થાયછે. એ દાબડીઓનો ઘાટ રળીઆમણો હોયછે, તમાકુ સુંઘનાર ને અફીણ ખાનાર એ દાબડીઓથી ખુસુસ રાજી થાય. ટીમરૂ તથા સીસમની દાબડીઓ બહુ સસ્તી મળેછે. ચીનાઈ પતરાંનો જે દાબડી-

આનો પૈસો બેસે. તેવી પણ શોભામાં ને ઘાટમાં તેથી ઘણી ચઢીઆતી દાબડીઓ બે ત્રણ પૈસે ત્યાં મળેછે. એવડીજ ગેંડાની દાબડીના છ પૈસા કે બે આના પડે, પણ ગેંડાની દાબડીની ખૂબી ઓરછે. મોડાસામાં સીસમની દાબડી થાયછે તે પણ ઘાટમાં શોભિતી હોયછે. એનાપર મથાળે એક દાંતની ટોટી મુકેલી હોયછે તેથી તે વધારે ખૂબીદાર લાગેછે. ત્યાંની દાબડીની કીમત તેના કદ પ્રમાણે એક પૈશાથી વધારે બેસેછે. જેઓ વિલાયતી કાગળની કે લાકડાની દાબડીઓ વધારે પૈસા ખરચીને વાંપરતા હોય, તેમને આવી દાબડી ખરીદ્યાથી બેવડો લાભછે. ધોરાજી ખરાદીના કામને માટે જાણીતુંછે, ત્યાંના દાબડા પણ સારા થાયછે. સાધારણ દાબડી દાબડા તો જ્યાં જ્યાં ખરાદી હોય ત્યાં ત્યાં જોઇએ તેટલા મળેછે. પુના ને નાશકની સુંદર પીતળની દાબડીઓ ઘણાના જોવામાં આવી હશે.

(છ) મહુવામાં લાકડાના મોર, કોયલ, હંસ, પોપટ, વગેરે રમકડાં બનેછે. રાજકોટમાં ઉપર લાકડાનો વેહેર ચઢાવી વારનીશદઇ એવાં તરેહ તરેહનાં રમકડાં કરવામાં આવેછે.

૭ **પથર કામ**-પથરની કોરણીને માટે આપણો દેશ અસલથી જાણીતોછે. મોટી મોટી ખડકોમાં કોતરેલી ગુફાઓ જેમણે જોઇ હશે તેમને એ વિષે ખાતરી થયા વગર રેહેશે નહીં. ગુજરાતમાં પણ કેટલાંક જુનાં કામ જોવાથી આપણા વડીલોની નિપુણતાથી ગર્દ પેદા થાયછે. પાટણનુ જુનું દેવળ, જુનાગઢનો અસલી ઉપરકોટ, વનરાજનુ અસલી અણહીલવાડ, ડભોઇનો દરવાજો, પાટણનું ખંડેર અને સિદ્ધરાજના રૂદ્રમાળાનું પડતાં આખડતાં થોડુ એક રેહેલું કામ જોઇને આપણી હાલની અધમસ્થિતિને માટે પશ્ચાતાપ થાય છે. અસલ પાટણની ખાણોમાંથી કાઢી આણેલ બોલી

છે એવાં આરસનાં પુતળાં ખંડીત થએલી અવસ્થામાં મા-
ણસોને નિર્દય હાથે ગમે ત્યાં નખાએલાં જોઇને અને ફક્ત
થોડા પૈસાના લોભની ખાતર તેમને બાળી ભસ્મ કરી ચુનો બ-
નાવવામાં આવશે એ સાંભળીને હું નિરાશ થઇ ગયો.સિદ્ધ-
પુરના રૂદ્રમાળાના બીજા માળપર એક પથરની છાટ ગોઠવી
છે, તે આશરે ઓગણીસ ફુટ લાંબી, ચાર ફુટ પોહોળી
ને એટલીજ જાડીછે.જે વખત યાંત્રિક શકિતનો ઉપયોગ
માલમ નહોતો એમ કહેવાયછે, તે વખતે આ રાક્ષી છાટ
ક્યાંથીને કેવી રીતે આણી હશે અને તે ઉપર શી રીતે ચઢાવી
હશે? તૈયાર કરેલી છાટ આવડી મોટીછે, તો મૂળ પથર
એથી પણ મોટો હોવો જોઇએ. પણ અસલની ખૂબીઓ જ-
ણાવી વાંચનારને દિલગીર કરવા કરતાં આપણે હાલની
કારીગરી ઉપર ધ્યાન આપવું જોઇએ.કાઠિઆવાડમાં પથ-
રની છત ઘણી હોવાથી અને તેમાં અનેક જાતના પથર મળી
આવવાથી ત્યાં પથરનું કામ ઘણું થાયછે. ત્યાં ઘણે ઠેકાણે
તો ઘર બાંધણીમાં ઈંટો વપરાતી નથી, પણ પથર વપરાય
છે. ભુકરવા પાહાણાનાં ઘર થાયછે,તે ઇંટ કરતાં પણ સસ્તાં
પડેછે. પથરની ઉપયોગી ચીજો ધ્રાંગધ્રામાં પુષ્કળ થાયછે.
ત્યાંની ઘંટીઓ દળવાની કે ભરડવાની ગુજરાતના ઘણા
ભાગમાં જાયછે. નાની રાઇ ભરડવાની ઘંટીઓ પણ ત્યાં
થાયછે. જેઓ મસાલા પીસવા વિલાયતી ઘંટીઓ વાપરે
છે, તેમને આ ઘંટીઓ કામ આવે; અથવા એથી ચઢતી
જોઇએ તો કાળા પાણાની ઘંટીઓ રાજકોટ વગેરે ઠેકાણે-
થી મળી શકશે. ઓરસીઆ, ખરલ; નિસાર, વાડકા વગેરે
ઘણી ચીજો ધ્રાંગધ્રામાં થાયછે. વાડકા છેક નાના ખાલા
જેવાથી માંડીને મણું પાણી માય એવા મોટા થાય છે.
મસાલો રાખવાને આપણે લકડીઆં વાપરીએછીએ તેના
જેવાં પથરનાં લકડીઆં તથા કંકુ વગેરે રાખવાનાં બા-

કડાંનાં કે-ધાતુનાં પંચામૃતીઆં થાયછે તેવાં ઢાંકણાં સાથે-નાં પથરનાં થાયછે. એ શિવાય જેવો ઘાટ આપણે જોઇતો હોય તેવો ત્યાંના સલાટ બનાવી આપે. મોરબીમાં ઘણા કીમતી કાળા પાણાના ખરલ થાયછે; એટલે વૈદ લોકો જેના ઘણા રૂપીઆ ખરચેછે એવા સોનું ઘુટવા લાયક ખરલો ત્યાં બનેછે. રાજકોટમાં પણ ખરલ, નિસાર, ઓરસીઆ વગેરે થાયછે. ત્રણ ત્રણ ચાર ચાર પૈસે તૈયાર કરેલા કાળાપાણાના ઓરસીઆ જોઇ હું બહુ ખુશી થયો હતો. મહીકાંઠામાં અમનગરછે, ત્યાં પણ ઓરસીઆ, ઘંટી, વાડકા, ખરલ વગેરે પથરનું કામ થાયછે. ડુંગરપુર તરફથી કાચા આરસના પ્યાલા આવેછે તે ઘણા દેખાવડા, ને ચાહ પીવાના કામમાં આવી શકે એવા થાયછે. પાંચ-નો ગંજ એક વખતે સવા રૂપીએ આવતો હતો. વઢવાણ-માં એક સલાટ છે તે કાળી મૃતિકા(સ્લેટ્રી) પથરપર શુ-શોભિત પુતળાં તૈયાર કરેછે. જેનું કહો તેનું આબેહુબ બાવલું તે તઇયાર કરી આપે. ઘણી જાતના પથર સ્વાભાવિ-ક રૂપેજ ટેબલપર મુકવાના વેટ(ભાર)નું કામ કરી શ-કે, અને ઘણી જાતના પથરને ઘડવાથી તેના વેટ થઇ શકે. આરસ, ચકમક, અકીક વગેરે પથરની અનેક ચીજો બનાવી શકાય. અકીકનું કામ ખંભાતમાં ઘણો વરેહનું થાયછે. શોભિતાં બટન, ચુનીઓ, પ્યાલા, રકાબીઓ, આં-કણીઓ, મડમોને હાથે ઘાલવાની માઢીઓ, સોગઠાં, સે-ત્રંજનાં મોહોરાં વગેરે હજારો રૂપીઆના કીમતી પદાર્થો ત્યાં થાયછે. ચશમા બનાવવા લાયક પથરનો નમુનો મને વઢવાણથી મળ્યો હતો, પરંતું તે ચિરોડી જાતનો હોય એમ મને અંદેશો રહેછે. ચિરોડીનાં ચશમાં થઇ ન શકે. સ્ફાટીક અકીકનાં ચશમાં થાય ખરાં. અને તે ખંભાતમાં બનેછે એમ સાંભળ્યુંછે. ચોખલીઆતો પંડેજ ચુનિયોછે.

૪ ધાતુ કામ (ક) વાસણ, ધાતુ અને ધાતુનાં તૈયાર પત્રાં પરદેશથી આવેછે, તેનાં વાસણ બનાવવાનું ઘણુંક કામ હજી આપણા દેશમાં ચાલુ રહ્યુંછે, તેમાં પણ પરદેશી પાત્રોએ થોડો ઘણો પગ પેસારો કર્યોછે, એટલે સઘળાં કોપરબરોસનાં વાસણ, પીતળના પ્યાલા, વગેરે ચીજો વિલાયતથી આવેછે. લોટા વગેરે ઉપર હજી યુરોપીઅનોનું ધ્યાન ગયું નથી, નહીં તો તે પણ ત્યાંથી આવવા માડશે, એટલે આપણા કંસારાને ચપટ બેસવાનું થશે. કાશીનાં ચિત્રવાળાં જળ પાત્ર અને નાશકી સાદાંપણ ઓપવાળાં ને ઘાટદાર પાત્રો સઘળે મશહુરછે. સાધારણ કામનાં તપેલાં, થાળીઓ, વાડકા, લોટા, લોટીઓ, પવાલાં, બેડાં વગેરે રાંધવાનાં ને પાણીનાં વાસણ દરેક મોટા ગામમાં થાયછે. આ કામમાં કાઠિયાવાડનું સિહોર અને ઉત્તર ગુજરાતનું વિસનગર વધારે જાણીતાં છે. સિહોરની વાસણની નોંધ નીચે આપો જાઉંછું તેપરથી દેશી વાસણ વિષે વાંચનારના ધ્યાનમાં આવશે. સિહોરના સામાનની યાદી. કળશીઆ નાના મોટા (ઢાળાના ને પતરાના) તાંબડી, બોઘરણાં, તપેલાં, કડાઇઓ, ખુમચા, થાળ, કાંસાની ઝાલર, છાલીઆં, વાડકી, વાડકા, (ગંજનાનેછુટા), પંચપાત્ર પાંચસાત જાતનાં, સિસેઘ પીતળની–તાંબાની–જસતની, હાંડા તથા ઘડા તાંબાપીતળના, ગાગર પીતળની બે ત્રણ જાતની, ચરૂ, તાંબાકુંડીઓ. ભુંગળીઓ (સોનીનાકામનાં), પીતળનાં બલોયાં, પીતળની બંગડીઓ કાચના જેવી, તાંબા પીતળના ડબા જૂદી જુદી જાતના, ડાબડીઓ, ટબુડીઓ (ટોયલીઅથવાલોટી) બે ત્રણ જાતની, પાચકારીઓ, કંકાવટી, પીતળનાં પૈઘડાં, ભમરકડી(ઘોડાના સામાન સારૂ) ઘંટ, ઘુઘરમાળ, ટોકરીઓ(ઘંટડીઓ), દીવીઓ, હીંદોળાની સાંકળો બે ત્રણ જાતની, ફુઆરા, રેકાબીઓ, પી-

તળની ગુપ્તી, પીતળની બાકડી, પીતળની બરણી, પારશી ઘાટના લોટા, ચમચા, કથરોટ (ખોળીઆં-સાડલા જુદીજુદી જાતના સાદા તથા કસબી, ચોળીઆં, છાયલ, બંગાળાં ચણીઆસાડૂં, ડબોટા લીલા ને કાળા, ચોફાળ, પછેડી, ગજી) હથોડા, એરણ, અતરડા (કાનસ), સુડી, તાળાં ખંભાતી, ઓળ કરવાની કઢાઇઓ, કરવત, હાથકરવતી, ખરલ, ચપ્પુ (બંધ પડેલા હાલ કરવા માંડયાછે.) વગેરે. ખરેખર શિહોર આપણા ગુજરાતનું નાશીક છે. પરદેશથી વાળેલા કાનાનાં શોભિતા પણ હલકા ફુલ જેવાં પીતળના જામ આવેછે, જેને જરમન પાટ કહેછે. તેવીજ જાતના પણ વજનમાં વધારે ને રકાબી સહિત ચા પીવાના પ્યાલા શિહોરમાં થવા માંડ્યાછે. રકાબી સાથે કીમત દશ આના અને છુટા પ્યાલાની કીમત છ આના હાલમાં પડેછે. વિસનગરનું તો નામજ મોટુંછે એમ હું ત્યાં ગયો ત્યારે તજવીજથી માલમ પડ્યું. કેમકે ત્યાં ઘણો ખરો માલ સિહોરનો જોવામાં આવ્યો. મોટાં બેડાં વગેરે ત્યાં જથાબંધ થાયછે, પરંતુ નાજુક ને ચતુરાઇ ભર્યાં વાસણ ત્યાં થોડાંજ બનેછે. ફકત એક જાતની દીવીઓ જોવામાં આવી તે તળે જડેલી થાળી ને ઉપર પ્યાલો હતો. પ્યાલા સાથે કોડાઉં પણ જડેલું હતું. તે દીવી પોલી ને દેખાવમાં ઘાટદાર હતી. વજન થોડુ હોવાથી તે કીમતમાં હલકી એટલે વિલાયતી કોપર બરાસની મીણબતિ રેહેવાની દીવીઓ આવેછે તેના કરતાં આ ખરીદવાને વધારે અનુકુળ પડે એમ હતું. પ્યાલા ઉપરના કોડીઆમાં એક કાંણું રાખ્યું હોયતો તે મીણબતિ રાખવાના પણ કામમાં આવી શકે. વડનગરમાં પાનબીડી રાખવાની કેરીઓ સારી થાયછે. અમરેલીમાં ચાંદીનાં વા-

સણુ થાયછે તેના કામથી આપણું મન પ્રસન્ન થયા વગર રહે નહીં. કચ્છ શિવાય ગુજરાતમાં એવું કામ કોઇ ઠેકાણે થતું નથી. એ કામમાં ઓપની અને નકશીની વધારે ખુબીછે. ચાંદીમાં બગાડ થાય નહીં, અને ગમે તે મુદતે વાસણમાં વેમ પડે તો તે પાછું લઇ કારીગર ભારોભાર ચાંદી પાછી આપવા બંધાયછે. ઉપર આપણું ને કારીગરનું નામ પાડેછે તે ઘણું રળીઆમણું લાગેછે. એક પાસા પાડેલા ચાંદીનો પ્યાલો જોયો તે જાણે બીલોરનો બનાવ્યો હોય એવો દેખાવો હતો. ચાંદીના પ્યાલા, વાડકીઓ, થાળીઓ, દાબડીઓ, પેટીઓ, રકાબીઓ, તાટ, લોટા, લોટીઓ, અત્તરદાની, ગુલાબદાની, પુંજાપાનો સઘળીજાતનો સામાન અને બીજી ઘણી ચીજો મનપસંદ બનાવવામાં આવેછે.

(ख) **તાળાં.** વિલાયતી દેખાવડાં પણ નબળાં તાળાં એ દેશી તાળાંનો ભાવ ઘટાડ્યોછે. ગુજરાતમાં ખંભાતી ને કાઠીઆવાડમાં નગરી તાળાં મશહુરછે. ખંભાતી તાળાં હવે જવલે વપરાયછે, પણ કાઠીઆવાડમાં નગરી તાળાંનો હજી ઘણો વાપરછે, કેમકે ત્યાં નાનાં ને સસ્તાં તાળાં પણ થઇ શકેછે. ખંભાતી લાંબાં ને મજબુત તાળાં પેઢીઓગત ચાલેછે, અને એવાં બે જૂદી જાતનાં તાળાં સાથેજ ગાડ્યાં તો પછી બારણું ઉઘાડી ખાતર પાડવાની ધાસ્તી બહુ કરીને રેહેતી નથી. સોજીત્રામાં ને શીહોરમાં ખંભાતી તાળાં થાયછે. નગરનું નાનામાં નાનું તાળું મોટા બોર જેવડું થાયછે. વિલાયતી તાળાં જેઓ નાજુકાઇને માટે લેતા હોય તેમને આ તાળાં જરૂર પસંદ આવે. નાનાં છતાં પણ વિલાયતી તેવાં તાળાં કરતાં તેમાં મજબુતાઇ વધારે હોયછે. છેક દશ પૈશા સુધીનાં સસ્તાં તાળાં પણ ત્યાં

મળેછે. નગરનાં તાળાં ઘણી જાતનાં ને જુદી જુદી યુ-
કિતનાં થાયછે. તીજોરીને સારૂં એક રાક્ષી તાળું આશરે
અઘમણ વજનનું કરવામાં આવ્યું હતું. તેની વિશેષ
ખૂબી એ હતી કે ચોર માંહે હાથ ઘાલી ઉઘાડવાનો
યત્ન કરવા જાય કે તેનો હાથ માંહે ભરાઇ રહે, તે કોઇ
ઉપાયે તેનાથી નીકળી શકે નહીં. આવાં તાળાં હોયતો
પછી ચોરની દેહેશત શી અને પોલીશની જરૂરશી? કેટલાં-
ક તાળાં એક કરતાં વધારે કુંચીનાં થાયછે. તેને જુઓ
તો ક્યાંથી ઉઘાડવાનું હશે તે પણ તમને માલમ ન પડે.
જેના દાદરને તમામ પેચ હોય એવાં તાળાં ચાર સાડા-
ચાર આને મળેછે. એવું એક તાળું મારે ત્યાં પેટીએ
વાસેલું હતું, તે ઉઘાડવામાં ચુક થવાથી અડધું ઉઘડ્યા
પછી અટક્યું. અંતે લુહારને બોલાવ્યો. તેણે વિલાયતી
તાળાં ઉઘાડવાના શળીઆ આંકડાથી ઘણી માથાફોડ
કરી જોઇ પણ તે ઉઘડ્યું નહીં. બીજી કોઇ ચાવી તેને
બેસે નહીં. આખરે તેણે તાળું તોડવાને ઇરાદે દાદરાના
એક પાંખીઆને છીંણી વળગાડી ઘા મારવા માંડ્યા. કે-
ટલાક ઘા માર્યા છતાં પાંખીએ નમ્યું ન આપ્યું. આવાં
જબરે તાળાં વિલાયતી કયી જાતનાં આવેછે વારૂ? પ્રથક
પ્રથક જાતનાં નગરી તાળાંનાં નામ હોતાં નથી, તોપણ
જેટલાં નામ ત્યાં જાણવામાંછે તે આ પ્રમાણે. તાળું
અંબાતી કીમત કોરી બે (એક કોરીની કીમત આશરે સા-
ડાચાર આના), તાળું ચીરાઉ કુચીનું કોરી ૧, વળદાર
તાળું કોરી ૦॥=, તાળું ભુંગળી વાળું કોરી ૦॥=, તાળું ઉ-
ઘા વળનું કોરી ૦॥।, તાળું ચાર હાંસોનું ચોરસ કોરી ૧,
તાળું બંદુકીઉં કોરી ૨॥, ખીલાવાળું બે પાંખીઉં કોરી ૨,
ખરેરા કુંચીનું કોરી ૦॥।, બે કુંચીનું ડાબડીહું કોરી ૭,

એ પાંખીઉ ચોરાઉ કુચીનું કોરી ૩ા, ડંડીકા મોરબી ધા-
ટનું ડાબડાવું કોરી ૪, ભુંગળીવું ઉપર પેચનુ કોરી ૧ા, ડા-
બળીવું ચોરાઉ કુંચીનું કોરી ૩ા, પોટલીઉ ચોરાઉ કુંચી
વાંકી કોરી ૧ા, ડાબળીઉ પોહોળી કુંચીનું કોરી ૨, અને
એ શિવાય બીજાં દશ પંદર જાતનાં તાળાં નગરમાં
થાય છે.

અમરેલીમાં સારી જાતનાં તાળાં બનેછે. પોટલીઆ
અથવા ચોરસાં તાળાં વધારે જાણીતાંછે. એક જાતનું તા-
ળું થાયછે તેના ઉઘાડવાના કુંટાપર ધસ્કુ દઈ દેવામાં આ-
વેછે, એટલે પછી કુંચી કયાં લગાડવી ને કેમ કરવું તે
એકાએક માલમ પડતું નથી. ખંભાળીઆ તાળાંની બાબ-
તમાં નગરની બરાબરી કરી શકેછે, એટલુંજ નહીં પણ કે
ટલીકવાર તે કીસબમાં નગર કરતાં પણ ચડેછે. તાળાંની
જાતો તો બંને ઠેકાણે એક સરખીછે. ઉનાદેલવાડામાં અને તે
નજીક સામતેર ગામછે, ત્યાં સારાં તાળાં થાયછે. જુદી જુદી
ચાર પ્રકારની કુંચીઓ લગાડે ત્યારે ઉઘડે એવું મોટું તાળું
રૂ ૧ા–૨ એ આવેછે. બોટાદમાં પાંચ કુંચીનાં તાળાં, નાં
ના પાકીટને લગાડવા જેવાં તાળાં, અને નંબરવાળાં તા-
ળાં થાયછે. દરવાજાને લગાડવાની વિલાયતી માંહકો
આવેછે તેવીજ પણ મજબુત કળો બોટાદમાં થાયછે, તે
રૂપીએ રૂપીએ મળેછે. બારી બારણાંને કે પેટીઓને માટે
નાની કળો એથી સસ્તી પડે. આવી કળો બીજે ઠેકાણે
થતી નથી. નંબરવાળાં તાળાં શિહોરમાં તથા કુંડલામાં પણ
થાયછે. પાટણવાડામાં ચાણાસમા ગામછે, ત્યાં ચોરસાં તાળાં
પુષ્કળ થાયછે. પાલણપોરમાં નંબરવાળાં તાળાં, ચાણાસ-
મા જેવાં ચોરસાં તાળાં, ચાંપવાળાં તાળાં, ને એક કરતાં
વધારે ચાવીનાં તાળાં થાયછે.

(ગ) હથીઆર પકડવાની મના થવાથી તથા તેનો ઓછો ખપ રહેવાથી એ બાબતમાં પણ આપણી કારીગરી પડી ભાગીછે. તથાપિ હજી કોઇ કોઇ ઠેકાણે એવા કારીગરો મળી આવેછે કે જેઓ વિલાયતી જેવાં ચઢતી ચતુરાઇનાં હથીઆર બનાવી આપે. સિદ્ધપુરપાટણ તથા આતરસુબામાંથી જેવરવાળી તલવાર, છરા, ને કટાર કરાવ્યાની વાત પાછળ આવી ગઇછે. ઉંચી જાતની તોપો કરનારા કસબીઓ વડોદરામાંછે. રાઇફલ જેવી બેનાળી બંદુકો વડોદરા અમદાવાદ વગેરે હરેક શેહેરમાં કરનારા કોઇ કોઇ કારીગરો મળી આવશે. શિરોઈ જેવી શોભીતા હાથાની ગુપ્તિઓ પાલણપોરમાં થાયછે. ઊનામાં છરા, બતાવી (બેધારની) ફરશી. પિસ્તોલ અને તલવાર (વાળેતો કમરપટો થઇ જાય એવી) અને ખંભાળીઆમાં રાઇફલો તથા બંદુકો બનેછે.

(ઘ) ચાકુ કાતરો, આમોદના ચાકુ વિષે પેહેલા ભાગમાં વિસ્તારથી જણાવ્યું છે. આતરસુબા તથા અંજારના ચાકુ વિષે પાછળ કહેવામાં આવ્યું છે. અંજારના વિલાયતી જેવા ચાકુ કાતરની કીમત બહુ સસ્તી એટલે વિલાયતી સાથે સરખાવતાં બમણી ત્રમણી ઓછી પડેછે. ચાર ફળના ચાકુના સાડાનવ આના, ત્રણ ફળનાના આઠ આના, બે ફળના છ આના, ને એક ફળના પાંચ આના પડેછે. કાતરની કીમત પણ પાંચ આના થાય છે. રાંદેરમાં હાલ વિલાયતી જેવા ઘાટની કાતરો, ચાકુ, તાળાં, બનાવવામાં આવ્યાંછે. વડોદરામાં અને બીજે ઠેકાણે વિલાયતી જેવા ચાકુ બનાવવા દેશ હિતેચ્છુઓ મેહેનત કરેછે. સાધારણ પાળીઓ બધે ઠેકાણે થાયછે. સસ્તાપણા ઉપર વિચાર કરતાં આપણો દેશ કેટલો ચઢેછે તેને માટે દાખલો આપું. વડોદરાની ગુજરીમાં મેં નાનકડા

ચાકુ જોયા. એ ચાકુ વિલાયતિની પેઠે વળીને હાથામાં પેસે. હાથો લાકડાનો કરેલો હતો, અને ચાકુનું ફળ નાનું તો પણ વિલાયતી પેન નાઇફના ફળની બરાબર ક્ષેત્ર ફળમાં થઇ રહે. એ ચાકુની કીમત વડોદરીઆ બે પૈશા અથવા આપણી ચાર પૈ હતી! અલબત તે કાંઇ પેનનાઇફનું કામ કરે એમ હું કેહેતો નથી. અને ચારપાઇમાં ચારઆનાના કામની આશા રાખવી એ પણ ફોગટ છે. ઉંનામાં, સોજીતરામાં, સિહોરમાં, આતરસુબામાં ને પાટણમાં છરીઓ અથવા પાળીઓ સારી થાય છે.

(ङ) **સુડીઓ.** સુરત તરફ ઓરપાડ, કઠોદ, સનવાડી, ને રાંદેરની સુડીઓ વખણાય છે. પાટણની સુડીઓ આખા ગુજરાતમાં જાણીતી છે. પાટણમાં ડાબલીઆ, સાદી, ચાંપવાળી, ચાકુ સાથેની વીગેરે કેટલીક જાતની પીતળની ને નર્યા લોઢાની સુડીઓ થાયછે. પાણી કરતાં રૂપમાં પાટણની સુડીઓ વધારે સરસછે. લીમડીમાં રૂપું ખોદીને ઘાલેલી સુડીઓ થાયછે તેની શોભા સરસ હોય છે. ભાવનગરની સુડીઓ પણ ઘણે ઠેકાણે જાયછે. ઘોઘાવાળા દાઉદની સુડીઓ ચઢતી કીસમની થાયછે, પણ સૌથી વધારે કીસબ બતાવનારી સુડીઓનુ સ્થળ કચ્છછે. સાધારણ સુડીઓ કાઠિઆવાડમાં ઘણે ઠેકાણે થાયછે.

(च) **પરચુરણ.** જોખવાના કાંટા અથવા કંપાણો આપણા લોકો વિલાયતી વાપરેછે, પણ એ ચીજો ચઢતી જાતની કુંડલામાં થાયછે. માંખ બેસેતો નમી જાય એવા ખૂબી વાળા ત્યાંના કાંટા થાયછે. તે ઘાટીલા હોયછે ને જોઇએ તેટલા મળી શકેછે. કુંડલામાં લોઢાના ડબા થાયછે તેને તાળું વાસી શકાય અને તે કીમતમાં સસ્તા બહું. જેમાં ત્રણશેર ચારશેર ખાવું માય એવા ડબા પાંચ

છ આને મળેછે. ત્યાં લોઢાના સુંડલા (ટોપલા), સુંડલીઓ, લોઢાનાં સુપડાં, સગડીઓ, વગેરે થાય છે. વંથલીમાં પણ એવું કામ સારૂં થાય છે. સિહોર, પ્રભાસપાટણ, ને વંથલીની કીટલીઓ અથવા ચાદાની ને કાવાદાની વખણાય છે. પીતળના પાન રાખવાના ખાનાવાળા ચાંપ સાથેના દાબડા કડીમાં થાય છે. સાધારણ કદનાની કીમત એક રૂપીઓ પડે છે. કડીમાં વીંજણાની પીતળની દાંડીઓ પણ સારી થાય છે. નાશકની પાનની પેટીઓ વિષે પેહેલા ભાગમાં કહી ગયાછીએ. રાક્ષી કદના દાબડા (ડબરા), દેગ, ગોળા, જેમને તાળું મારી શકાય એવા, વઢવાણ વગેરે ઠેકાણે થાય છે. લોઢીઓ કડછીઓનું ભડ આતરસુંબા છે. પણ એવાં સાધારણ કામ દરેક શેહેરમાં થાય છે. બાલદાપાડીમાં તાંબાના ( શાહીને માટે ) ખડીઆ થાય છે, તેમાં રેતદાની ને ગુંદરીઆની પણ સગવડ હોય છે. તેની કીમત તોલ ઉપર છે. પીતળના પાન સોપારી ઘાલવાના દાબડા પણ ત્યાં થાયછે. કાઠિઆવાડમાં નાના પીતળના ખડીઆ થાયછે, તે વઢવાણ રાજકોટ વગેરે ઠેકાણે મળેછે. તેની કીમત ચારઆના પડેછે, ને તે દેખાવમાં પણ સારા હોય છે. પડે કે તરત ફુટી જાય એવા કાચના ખડીઆને બદલે આ ટકાઉ ને શોભીતા ખડીઆ મળેથી વાપરી શકાય. નાશકના ખડીઆ સૌથી વધારે શોભીતા આવેછે. બરડવાં, ચાપડા, મજાગરા, ખુણીઆ, ઇસ્ટાપરીઓ, સાંકળ, નકુચા, ખીલા, એવા એવા પીતળના ને લોઢાના પરદેશી પદાર્થો હજારો રૂા. ના આપણે અહીં આવે છે, ને લુહાર સુતાર એ તૈયાર માલને કામ કાજમાં વાપરે છે; પણ આવા પદાર્થો અમદાવાદ જેવા શેહેરોમાં કારખાના વાળા લુહારોએ કરવા માંડ્યા છે. દાખલાને માટે અમદા-

વાદમાં દિલ્લીદરવાજે મીસ્તરી લવજીનું કારખાનુંછે, ત્યાંથો એ પદાર્થો જોઇએ તેટલા મળી શકશે. છાપવાના કામમાં બીબાં આવે છે તેના અસલ બીબા અને ચિત્ર છાપવાનાં કોતરેલાં બીબાં તે મીસ્તરી અને બીજાઓ કરી આપે છે, લોઢાપર લોહચુંબક ચઢાવી આપે છે, ને જેવી કારીગરીનો નમુનો બતાવો તેવી કારીગરી તે કરી શકે છે. વડોદરાના એક કારીગરે ટાંપ અથવા સ્ટીલપેનો બનાવી હતી. યંત્ર સાધ્યતા વગર આ બારીક કામ થવું મુશ્કેલ છે. તે બસે રૂ. ને કારખાને એવી જીભો પૈસાની છ સાત વેચવા તૈયાર છે. સ્ટીલપેન એક નગરના કારીગરે પણ બનાવી હતી. વિલાયતી ઘડીઆળની સાંકળી, અછોડા, પીતળના આવે છે, તે પાછળ ફોગટ રૂ. ખરચવા કરતાં ચાંદીના બનાવવાની પ્રચ્છા કરવામાં આવેતો તે ઘણે ઠેકાણે થઇ શકે છે. વડોદરામાં એક લુહારે રૂપાળી સરદારોને ઓઢવા લાયક વિલાયતીને હઠાવે એવી ધુપીઆ છત્રીઓ બનાવી હતી, તેમાં હાથાસુધાં સઘળું કામ પીતળનું, હાથામાં ચાકુ. અને કપડું ઊંચી જાતનું રેશમી ફુમતાંવાળું લગાડયું હતું; તેનું કદ નાજુક હતું, અને તેમાં વિશેષ ખૂબી એ હતી કે તેને ઊઘાડવા અટકાવવાની તસ્દી ન લેવી પડેઃ હાથમાં ઝાલો જરા આચકો મારે એટલે આપોઆપ ઊઘડી જાય. ગરમી ઓછી લાગવા સારૂં જેમ તંબુને બેવડા પડદા રહેછે, તેમ માથા તરફ આ છત્રીને પણ બેવડા પડદા હતા. સાદી ધુપીઆ છત્રીઓ કરવામાં શું આવા કારીગરને અડચણ આવે? ત્યાંનો એક કારીગર વરસાદની મીણીઆ છત્રીઓ જથાબંધ એટલે સો બસે ખરીદનાર મળેતો બાબાશાહી દશ અગિયાર આને કરી આપવા તૈયારછે. દશી ફુકાનો આપો

માલ તૈયાર કરાવી નફા સાથે વેચી શકે. આપણા દેશમાં ઘણે ઠેકાણે ડબગર લોક વરસાદને માટે રોગાનવાળી છત્રીઓ બનાવે છે તેના કરતાં આ મીણીઆ છાપરા જેવી બેડોળ છત્રીઓ વાપરવામાં આપણા લોકોનો શોખ ને સમજ કેવી તરેહનાં સમજવાં એ હું કહી શકતો નથી. "સસ્તાપણું"કારણ હોયતો તેમાં ટકાઉ પણું નથી, ને જેઓ સારી હાલતમાં હોય તે પણ એને વાપરે છે તેને તે કશોભા આપે છે. ખરેજ, જાણે પરદેશી તેજ સારૂં એમ લોક અંજાઇ મોહીત થઇને નિર્ણય કરી બેઠા હોય એમ લાગે છે.

૫ **માટી કામ.** ગરીબ લોકનાં ઘણુંકરીને વાસણ કુસણ માટીનાં થાયછે. ઊંચા લોકમાંપણ માટીનાં વાસણ થોડાં વપરાતાં નથી. ચીનાઇ માટીનાં ચઢીઆતાં ને સુંદર વાસણ આપણા દેશમાં થતાં નથી; તે ઘણાંક વિલાયતથી આવેછે, અને તેનો વાપર આપણા દેશમાં ઓછોજોછે. માટીનાં કેટલાંક ચઢતી જાતનાં પાત્ર આપણે અહીં થાયછે. થાનના રપાલાની ને પાટણના વાસણની વાત આપણે કહી ગયાછીએ. અમદાવાદના માટીના કુજા ને બતકો પસંદ કરવા જોગ હોયછે. દેવગાણા ને ભુમલીમાં માટીના કળશીઆ, લોટા, બરણીઓ, ગાડકા, પ્યાલા વગેરે થાયછે. એવાંજ વાસણ હોઇદડ પ્રગણે ધોલામાં પણ બનેછે. માટીનાં સાદાં રમકડાં ઘણે ઠેકાણે થાયછે. એવાં ચઢતી જાતનાં રમકડાં અમરેલીમાં એક બ્રાહ્મણકરેછે, તે વાત પાછળ આવી ગઇછે. પાટણના વાસણની વીગત નીચે પ્રમાણેછે; બરણી નાની મોટી, હુકા જુદી જુદી જાતના જેવા કે ગોળ. કડાના, મોર હુક્કા, જાળીવાળા હુક્કા, ચંબુ જરા પોહોળા મોહોના, કુજો, લોટો પ્યાલા સાથે, ચંબુ, એરકુજો(નીચેથી પાણી ભરવાનો) ગેડી

(હાથાસાથે વિજાયતી આવેછે એવી), ફુલાવરવેશ ઢાંકણા સાથે, (એ ત્રણ જાતનાં ફુલ રાખવાનાં) ચાહદાની, ડબા ઢાંકણા સાથે, (આબેહુબ લાકડાના જણાય) રકાબી પાન સોપારી રાખવાની, ફુલગલાસ, ચકલીવાળા પ્યાલા, (ચાંચને પાંણી અડે કે બધુ પાણી તળે થઈને નીતરી જાય), પાણી પીતો હાથી (સુંઢે પીતો જાય ને પાછળથી મુતરતો જાય), પાણીપર તરે એવી બતકો ને માછલાં, જાદુઈ લોટવો (પાંણી ભરીને ઊંધો પાડે ને પાંણી નીકળે નહીં એવો), બતક કડાની (ગોળ કડા જેવો વચમાં હાથ આવે ને કડાના ગાળામાં પાણી રહે), બતક જાળીદાર (સામા સામી વચ્ચે કાંણાં દેખાય તોપણ પાંણી ઢોળાય નહીં), બતક સાદી, તરેહનાં તરેહનાં શોભીતાં રમકડાં—ઘેટા, બીલાડા, પુતળાં, મોર, ઘોડા, ચકલાં, હાથી, મરઘાં વગેરે—તમાકુ ને ગાંજો પીવાની ચલમો વગેરે, સાદાં, કાચા ગીલ્ટનાં, ને પાકા ગીલ્ટનાં થાયછે. તેમ લીલા રંગનાં રમકડાં વગેરે જે થાયછે તે પર લીલો ચીનાઈ વાસણ જેવો રંગ ને ચળકાટ આવેછે. પ્યાલા, રકાબીઓ, ખડીઆ વગેરે જે ઘાટ કરાવીએ તે કરી આપે. નાંનાં રમકડાં પૈસે પૈસે મળેછે, તે ઊપરથી સઘળાની કીમત મોંઘી કે સોંઘી તેનો વિચાર વાંચનારે કરી લેવો.

૬ રંગાટી, છીંટ ને રૂમાલ વિષે બોલતાં આપણે ઉના દેલવાડા તથા દીવ વિષે કહ્યું હતું. એ ઠેકાણે નીચેની રંગાટીનો સામાન મળે છે. પલંગપોશ, ઉલેચ (ચંદરવા), પિછવાઈ (ગાદી તકીઆ પાછળ ભીંતે રાખવાની), રૂમાલ, ધોતલીઓ, છાયલ, પછેડા, છીંટ, ઘરચોળાં, જામ, (જેમાં બે સોનેરી છાપેલાં કરે છે), ઓરણીઓ, નાના પલંગપોશ (ટેબલ કલાથના કામમાં આવે,) બાંધી ઉપર

છાપેલી છીંટ વગેરે.રીતનું કામ ઊંના કરતાં કંઈક ચઢીઆતું થાય છે, પણ ત્યાંની ભારે જકાતને લીધે તે મોંઘુ વધારે પડે છે. પલંગ ઉપર પથરાઈ રહે એવડો પલંગપોશ જેને ત્રાડીઓ કહે છે તે ફક્ત દશઆને આવે છે. ધોળી ચાદર પણ એટલી કીમતે ભાગ્યેગે મળે. એક ચંદરવો મેં રૂ.રા માટે લીધો, તેનું ક્ષેત્રફળ એટલું છે કે તેવડે એક સાધારણ કદની આકાશની છત થઈ રહે. પલંગપોશ અને રજાઈઓ કરવા લાયક બુટાદાર રંગાટી કઠોર ને આતરસુંબામાં થાય છે. છીંપા ભાવસારનું કામ ઘણે ઠેકાણે થાય છે. ઓઢણીઆં, સેલાં વગેરેની સારી રંગાટીને માટે આંબલીઆળા (બેળકામા), ઉના, દીવ, રણુંજ, પેથાપર, વાસણા, પુનાદ્રા, ખડાલ (મીઆંનું) કઠલાલ, ભાદરવા, ઉમેટા. પાદરા, કઠોર એ ગામો વિશેષે જાણીતાં છે. નદીનાં સારાં પાણીને લીધે એ ઠેકાણે રંગાટી સારી બેસે છે. પેથાપુરમાં ને તે નજીકના વાસણામાં એક જાતનું કપડું થાય છે તેને આઠોયું કહે છે. મુંબાઈ તરફ તે ખુરજીને નામે ઓળખાય છે. તે તાકાનાં ૧૨ થાય છે, અને તેની કીમત રૂ૧૪–૧૪। કોડીને માથે પડે છે. દરેક ત્રાડીયું દોઢ ગજી પનાનું સાડાચાર ગજ લાંબું હોય. મુંબઈના વેપારી અહીં તૈયાર કરાવી પરદેશ (ચીન તથા મુસલમાનના દેશોમાં) જથાબંધ મોકલે છે. એની જુદી જુદી પાંચ જાત મેં જોઈ. ભાત બારીક હોય છે, અને તેને ગુંદરાટીને એવી રીતે ઘુંટવામાં આવે છે કે તે જાણે કાગળનું બાજ હોય એવું જણાય છે. ચોપડીઓનાં પુઠાં કરવા સારૂ વિલાયતી છીંટ આવે છે તેને ઠેકાણે આ ચાંજ ભલી રીતે વાપરી શકાય એમાં કાંઈ સંદેહ નથી. આઠીયું પણ એક જાતની

છીંટ છે. ખુરજીની બનાવટ પાછળ બે હજાર માણસની રોજી ચાલે છે. આ ખરૂ ન ઉડયો હોત તો પેથાપુરના બાંધણીવાળા કારીગરો ભૂખે મરવાની હાલતમાં આવી પડત.

૭ **ભરત શીવણ.** દિલ્હીનું સોનેરી ભરત, અને ત્યાંનું તથા કાશી બંગાળાનું ચીકનનું ભરત આખા હિંદુસ્તાનમાં વખણાય છે. ગુજરાતમાં સુરતનું ને અમદાવાદનું કસબી ભરત સારૂં ગણાય છે. કરાંચી તથા કચ્છનું રેશમી ભરત તેની બારીકાઇને માટે જાણીતું છે. પારસી લોકની બૈરીઓ ને કોઈ કોઈ આપણી સ્ત્રીઓ ઝીણું રેશમી ભરત ભરી જાણે છે. જાડું રેશમી ભરત પેહેલાં ગુજરાતમાં ઘણું ભરાતું, પણ તરેહ તરેહનું વિલાયતી કાપડ આવતાં એના ભાવ મોળા પડ્યા છે. રેશમી ભરતને માંહે આપો મુકીને તૈયાર કરેલું ભરત હાલના શોખ પ્રમાણે હલકું લાગે છે, તેથી તે હવે હલકા વર્ગોમાં વપરાય છે. કાઠિઆવાડમાં આ ભરત હજી ઘણું વપરાય છે. ત્યાં લાકડાનાં બીબાં થાય છે તે વડે છાપી આલેખી ત્યાંની બૈરીઓ ભરત ભરે છે. હમણાં હમણાં ઉનનું ભરત દાખલ થયું છે, તેથી બુટ, ટોપીઓ, ગલપટ્ટા વગેરે કેટલીક ચીજો તેની થવા માંડી છે. કન્યાશાળાઓમાં કેટલેક ઠેકાણે આ ભરતનું કામ છોકરીઓને શીખવાય છે. મુંબઈ, સુરત, અમદાવાદ વગેરે ઠેકાણે ઉનનાં ભરતની ચીજો ઘણી મળે છે. ઘોડાપર નાખવાનો સામાન કાઠિઆવાડમાં તરેહ તરેહનો થાયછે. બનાત પર કે બીજા કપડા પર રેશમી ને કસબી ઘણી ઊંચી જાતનું ભરત ભરવામાં આવે છે. કુંડલામાં ઘોડાપર નાખવાના કલાબતુથી જડેલા સુંદર ખડીઆ થાય

છે. ધારી તથા બગસરામાં પણ ઉંચી જાતના ખડીઆ થાય છે. વઢવાણ લીમડી ધોડાના ઉંચા સામાનને માટે જાણીતાં છે. શિવણીને માટે વિરમગામ પ્રખ્યાત છે. ત્યાંની સુજનીઓ અથવા રજાઈ કીમતી ને શોભીતી થાય છે. ડગલા ડગલીઓ, ટોપીઓ, પંખા વગેરે આછા રૂથી ભરેલો દરજીનો કસબ બતાવનાર સામાન ત્યાં થાય છે. એ સામાનનો ખપ ઘણો ઓછો થઈ ગયોછે.

૯. સાબુની બનાવટ આપણા દેશમાં લાંબા વખતથી જાણીતીછે. વિલાયતથી શોભીતા ને સુગંધીમય સાબુ આવતાં આપણા દેશી સાબુએ છડ્ડ ખાધોછે. ગરીબ લોકો હજી દેશી સાબુએજ કામ ચલાવેછે, કેમકે તે ઘણો સસ્તો હોયછે. પરંતુ ઉપલા વર્ગના શોખીલા ને ભણેલા લોકોને વિલાયતી સાબુ વગર ચાલતું નથી. આપણા સાબુને સાફ કરી સુગંધી નાખવામાં આવેતો તે વિલાયતી જેવો થઇ રહે એ નક્કી છે, પણ તેવી અજમાશ કરી કોઇ કારખાનાં કાઢનાર મેદાન પડતા નથી. કપડવંજમાં જથાબંધ સાબુ થાયછે, તેનાં વહાણ ભરી વિલાયત જાય છે. કપડવંજમાં જે સારામાં સારો સાબુ થાયછે તે નહાવા ધોવાના ઉપયોગમાં આપણાથી આવી શકે. વઢવાણનો સાબુ એથી પણ ચઢીઆતો થાયછે. સિદ્ધપુર પાટણમાં મળેછે તે સાબુ સફાઇમાં સારો હોયછે. અમદાવાદ જીલ્લામાં સાબુના કોઠા જેવા ગોળા મળેછે (ઘણુંકરીને પરાંતીજ તરફ થાયછે) તે પણ ચઢતી જાતના હોયછે. ઉસની નીપજ આપણે અહીં ગાડાંગમે છે ને તે ઘણે ઠેકાણેથી મળી આવે છે. રાજકોટમાં પૈસે પૈસે ટોપલો ઉસ મળે છે, ને કપડવણજમાં તો તેની ખોટજ નથી. બૈરાં તો લુગડાં ધોવામાં સાબુને બદલે ઉસ વાપરે છે. ક-

પડવંજના સાબુમાં ઉસને ડોળાવું આવેછે. ડોળીયું તે લ કરતાં બમણું સસ્તુ મળેછે, અને રંગમાં ગાયના ઘી જેવું હોયછે, તેથી તે સાબુની બનાવટમાં વધારે ઠીક પડે છે. ઉસને સ્વચ્છ કરવાની યુક્તિ ચઢતી જાતનો થાયતો સારો સાબુ બની શકે. વિલાયતી જેવા સાબુ હાલ મુંબાઇમાં બન્યાછે, તે અગીઆર આને ડઝન એટલે બાર મળેછે. તેના ઉપર અક્ષરથી છાપ પાડેછે. માંહે વિલાયતી કરતાં પણ ચઢતી ને આપણે પસંદ કરીએ એવી સુગંધી નાખેછે; અને તે વિલાયતીછે કે દેશી તે આપણે પારખી પણ ન શકીએ. સુરતમાં એવા સાબુ બનાવવાની મેહેનત લેવામાં આવેછે. અને એ સાબુ દેખાવડા તો વિલાયતી જેવાજ થાયછે; પરંતુ તે કેટલીક મુદતે સુકાવા માંડેછે. ભરૂચમાં વિલાયતી સાબુ બનાવવાની તજવીજ થઇ હતી; પરંતુ ત્યાંના સાબુ એ બંને કરતાં ઉતરતી જાતના બન્યા હતા. પુનામાં સારા સાબુ થાય છે.

૯ બિલોરકામ આપણે અહીં થતાં નથી; તો પણ કાચનું કામ છેક નિર્મુળ છે એમ ન સમજવું. કપડવંજમાં કાચ થાયછે, તે લીલા રંગના હોયછે. એને વધારે સ્વચ્છ કરવાની ક્રિયા આપણા લોકોને માલમ નથી. કપડવંજમાં નાની સીસીઓ, બંગડીઓ, કીડીઆં, રમકડાં, વગેરે પંદર વીશ પ્રકારની ચીજો કાચની બનેછે. મોટા કાળા શીશા બનાવવાનું કામ ત્યાંના લોકો કરે તો થઇ શકે. કાચના તૈયાર કરેલા ગઠા કપડવંજથી હજારો મણ વિલાયત જાયછે; ત્યાં તેને સાફ કરી બિલોર બનાવેછે, એમ કહેવાયછે. વડોદરામાં એક જાતના ફુક્કા કાચના બનાવેછે, તે મળાને

---

૧ મુંબાઇથી જે સાબુ હમણાંજ તૈયાર થઇ આવ્યા છે, તે એથી પણ ચઢતા ને સસ્તાછે.

પ્રસંગે પુષ્કળ મળેછે. તેને એક લાંબી નેહ જેવી નળીને છેડે બીજા કે શેડા જેવડો ગોળો હોયછે. એની કીમત ફક્ત બે ચાર પાઇ હોયછે.

૧૦ **ધુપેલ.** વાળમાં ઘાલવા સારૂ મીઠા તેલ ઉપરથી ધુપેલ બનાવવાની ક્રિયા આપણા દેશમાં સર્વ ઠેકાણે માલમ છે. ધુપેલ ઠંડક આપનારૂં ને સુગંધીવાળું હોયછે. તેમાં અનેક વનસ્પતિ પડે છે, તેથી તે એક જાતની દવા થઇ રહે છે. કોહ ઉપર ને ખુજલી ઉપર તેને ચોપડવાથી ફાયદો થાય છે. ધુપેલનું શરીરે મર્દન કરવાથી ચામડીને લાભ થાય છે. આવું ઉપયોગી ને સસ્તુ ધુપેલ પડ્યું મુકીને આપણા જુવાનીઆ પાગેટમ ને હેરઓઇલ જેવા મોંઘા પરદેશી પદર્થો વાપરે છે. એ પદાર્થોનો વાસ આપણને ઘણું કરીને પસંદ પણ ન આવે. ધુપેલ કરતાં વધારે સુગંધીવાળી ચીજ જોઇએ તો અમદાવાદમાં તથા નગરમાં ફુલેલ થાય છે. એથી ચઢીઆતાં સુગંધી આપનાર ને રંગ બેરંગી તેલ નવાનગર, મોરબી, ને અમરેલીમાં મળે છે. અમરેલીમાં રાતા રંગનું શોભાતું ને સુગંધીદાર ધુપેલ થાય છે. તે રૂ૧.નું પાશેર મળેછે. એથી પણ મોંઘાં અતર જેવાં ધુપેલ જોઇએ તો તેપણ અમરેલીમાં ને નગરમાં મળેછે.

૧૧ **મીણબત્તિ.** હાંડી ઝુમર વગેરે બિલોરના પ્રવેશ સાથે પરદેશી મીણબત્તિ દાખલ થઇ છે અને તેનો ઉપયોગ વધતો આવ્યો છે. મીણબત્તિમાં ચરબી આવેછે તોપણ તેની શોભા ને તેજથી અંજાઇ લોકો પવિત્ર કામોમાં પણ તે વાપરે છે. દીવેલનું તેજ ઝાંખુ હોય છે, તથાપિ તે આંખને મીણબત્તિ કે રાકઆઇલની પેઠે નુકશાન કરતું નથી. વિલાયતી નાડા જેવી જાડી વાટ વાપરે તો

દીવેલથી પણ અજવાળું ઘણું પડે. એમ છતાં મીણબત્તિ જોઇએ તો દેશી મીણબત્તિ પુના, નાગપુર તરફ થવા લાગી છે, ને મુંબઇમાં મળી શકેછે. આપણે અહીં ચરબીને નીચ લોકો ઘીમાં દાખલ કરી દઇ વાણીઆ બ્રાહ્મણને ખવડાવી વટાળી મારે છે, તે કરતાં તેનો ઉપયોગ મીણબત્તિમાં થાય તો કેવું સારૂં !

**૧૨ દવાના પદાર્થો.** અનેક જાતની વનસ્પતિથી ભરપુર ગુજરાતમાં દવાની કાંઇ ખોટ નથી. આપણું અસલી વૈદક કોઇ સારી પેઠે જાણતું નથી. તેમાં જણાવેલા પદાર્થો ને થોડાજ ઓળખી શકેછે, કારણ નામ પલટાઇ ગયાં, ને વૈદો સુંઠને કાકરે ગાંધી બનવા માંડ્યા. નગરના ઝંડુ ભટ જેવા શોધક વધારે વૈદો આપણી સ્વ ભૂમિ ઉત્પન્ન કરે, અને દાકતર ભાઉ ને નારણદાજી જેવા દેશી દવાઓના શોધક દાકતર આપણા જુવાન દાકતરોમાંથી નીકળી આવે તો દેશને કેટલો લાભ થાય? જંગલમાં રહેનારા લોકો જડી બુટ્ટીમાં પ્રવિણ હોય છે, તેમની પાસેથી ખોળ કરે તો અનેક ઉપયોગી દવા હાથ લાગે. જુની દવાઓ વિષે અહીં લખવાને જગા નથી, પણ હાલમાં કેટલીક વિલાયતી જેવી ભભકા ભરેલી દવાઓ કોઇ કોઇ ઠેકાણે થવા માંડી છે તે જણાવવું જોઇએ. સુરતમાં એક જણે દરાજ (દાદર) અને ગડગુમડનો સારી દવા ખોળી કાઢીછે, તેની ટીકેટ મારેલી ડબીઓ મળે છે. પેઇનકીલર ને ઠેકાણે ચાલે એવું પેઇનકયુરર અનેક રોગ ઉપર કામ લાગે એવું પુનામાં બન્યું છે, ને તેની પુષ્કળ શીસીઓ મળેછે. અજમાના ને બીજા અર્ક, ગોળા પાઉડર, દાંતનું મંજન વગેરે અમદાવાદમાં એક વોહોરો કાઢે છે. તે જુદી જુદી તરેહના શરબત પણ બનાવે છે. એવા

શરબત પુનામાંએ ઘણા નીપજે છે. જેઓ અત્તર કાઢી જાણે તેઓ અર્ક પણ ઉતારી જાણે, અને એવા લોકો પણ ઘણા છે; પરંતુ મોટા પાયાપર કારખાનાં કાઢવાને તેઓ શકિતમાન નથી. મોરબી, અમરેલી, નગર, અમદાવાદ વગેરે ઘણે ઠેકાણે અર્ક ખેંચવાનું કામ જાણનારા વોહોરા વસે છે. ઝંદુભટને ત્યાં અનેક જાતના અર્ક ખેંચવામાં આવે છે. તેમની દુકાનો રાજકોટ, નગર, વઢવાણ, મુંબઇ વગેરે ઠેકાણે છે. ત્યાંથી જોઇતા અર્ક મળી શકે. વળી દારૂ જેવા દ્રાક્ષાસવ થાય છે તેની વાત પ્રથમ ભાગમાં આવી ગઇ છે. દારૂડીઆઓને માટે તથા દવા સારૂ બરાંડી તથા કોલન વાટર નવસારી તરફ થવા લાગવાના સમાચાર પ્રસિદ્ધ થયા છે. અમદાવાદનો વોહોરો ત્રીફળાપાક, દરાખની ચટણી વગેરે કેટલાંક ચૂર્ણ બનાવી ટીકેટ મારેલી ડબીઓમાં ભરો વેચેછે. ભરૂચમાં ગડગુમડ ઉપરલગાવવાનું ગમ પ્લાસ્ટર બન્યું છે, તે વિલાયતી જેવું કામ કરે છે એવું દાકતર જણાવેછે, અને કીમતમાં વિલાયતી કરતાં સસ્તુ પડે છે. દાંતના મંજનનાં શીશીતાં પડીકાં મુંબઇમાં અરદેશર પારસીએ તૈયાર કર્યા છે,

૧૩ કાગળ. અમદાવાદી કાગળ તેના ટકાઉપણાને માટે સૌના જાણવામાં છે. હીસાબી ચોપડા ને લખપત્ર જેમાં ટકાઉપણાનો ખપ હોય તેમાં એજ કાગળ વપરાય છે; પણ સાધારણ કામકાજમાં જે લાખો રૂપીઆના કાગળનો વાપર છે, તે આપણે અહીં પરદેશથી આવે છે. પરદેશના સસ્તા કાગળોએ આપણા દેશી કાગળને પછાત નાખ્યા છે. એથી અમદાવાદમાં દેશી કારખાનાં ઘટવા માંડયાં છે. ખંભાતમાં તેમ થયુંછે, અને નવસારીમાં પણ એવુંજ બન્યું છે. અંકલેશ્વરમાં તો તેનાં કારખાનાં બિલ-

કુલ બંધ પડ્યાં છે. એ કેવું દિલગીરી ભરેલું છે? પરદેશી કાગળો બનાવવાનાં કારખાનાં આપણા આમંતો કાઢેતો તેમને પોતાને એથી લાભ થયા વગર રહે નહીં. વળી એના કારખાનાંમાં ઘણી મુંડી પણ રોકવી પડતી નથી. અમદાવાદમાં હાલ ૫૦૦ કેપથી પણ ચઢતા એવા દેશી કાગળ જથાબંધ મળે છે. મુંબઇમાં ચોપડીઓ છાપવામાં કામ લાગે એવા દેશી કાગળો મળે છે.

૧૪ પરચુરણ—વિલાયતી જેવી નરા તમાકુની બીડીઓ આપણા દેશમાં-મદ્રાસ-પાંદીચેરી, ગોવા, ત્રીચીનાપલ્લી વગેરે ઠેકાણે થાય છે. મુંબઇમાં તેનું મોટું કારખાનું કાઢવાની ગોઠવણ થઇ છે, એમ વર્તમાનોપરથી જણાય છે. વિલાયતી જેવી શાહી કરવાનાં સસ્તાં પડીકાં કેતકકરનાં બનાવેલાં મુંબઇમાં મળે છે. તેવાંજ પડીકાં અરદેશર એદલજીના કંપનીએ મુંબઇમાં તૈયાર કર્યાં છે. ચાર આનાની ખરાજાતે મોટો શીશો ભરાય એટલી શાહી જ્યારે જોઇએ ત્યારે એ પડીકાંથી તૈયાર થઇ શકે છે, એટલે વિલાયતી કરતાં એમાં ચોથા ભાગની ખરાજાત લાગે છે. ઘેર ઉકાળીને બનાવે તો એથી પણ ચોથા ભાગની કીમતે શાહી બનાવવાના જોઇએ તેટલા રસ્તા છે. હોલ્ડર, બટન વગેરે નવાનગરમાં તૈયાર કરાવ્યાની વાત પાછળ લખી છે. દોરાના બટન રાજકોટ અમદાવાદ વગેરે ઠેકાણે થાય છે, અને પૈસાના ૭ મળે છે. ઊંચા જાતનાં અકીકનાં બટન ખંભાતમાં થાય છે. શીપ, સીસમ, અબનુસ કે નાળીએરના કાચલાના બટન બની શકે. શીવવાના દોરા અમદાવાદમાં જોઇએ તેટલા થાય છે, ને તે ગોમટાના નામથી ઓળખાય છે. ચામડાને તથા કપડાને વારનીશ કરવાનું કામ એક વડોદરાનો મુસલમાન જાણે

છે. તેનું બનાવેલું વારનીશ ચામડું વિલાયતીને મળતું થાય છે. કેટલીક ખામીઓ રહે છે તે કારખાનું નીકળે ને પુરતાં સાધન મળે તો દૂર થાય એમ છે. એ વારનીશ વિલાયતી કરતાં સસ્તુ પણ પડવાનો સંભવ છે. કારખાનામાં હજાર પંદરસે રૂ. નું કામ છે. અલ્હાબાદથી એક માટીનાં વાસણ બનાવનારને વડોદરે આણેલો છે, તેનું ચિનાઈ કામ ઘણું ચઢીઆતું છે. પાટણના કુંભારમાં જે ઓપ દેવાની ખામીઓ છે તે આ કારીગર દૂર કરી શકે એમ છે. જુના પાટણમાંથી ચિત્રામણવાળા સુંદર પથ્થર કોઈ કોઈવાર જડી આવે છે તેનાં અને તેમાંથીજ નિકળતાં આરસનાં કેટલાંકવાનાં ત્યાં બને છે, તે બહુ જલે આપે છે, ચિત્રામણવાળા પથ્થરના ભાર (વેઈટ) બહુ મજેના દેખાય છે. એક આરસનું ફ્લાવરપોટ (ગુલદાની) ત્યાંના મુનસફને ત્યાં જોઈ તે, મને આબેહુબ વિલાયતી લાગી, કેમકે તેમાં સફાઈ ને કારીગરી તરેહવાર હતાં, ને ઉપર ત્રણ ખરી ચુનીંઓ જડેલી હતી તે ચળકારા મારતી હતી. ધ્રાંગધ્રામાં પથ્થરના કુંજા થાયછે. દીવમાં ઘણી ચીજો થાય છે, તેમાંની કેટલાક યોગ્ય ઠેકાણે બતાવી છે. તે શિવાય તપખીર રાખવાનાં બજરીઆં, રમવાંની કોયલ, મુછો ઓળવાનું મુછીંઉ, ધુપેલ પૂરીને ઓળવાની શોભીતી કાંસકીઓ, રમવાના પાસા વગેરે ઘણી પરચુરણ ચીજો, ગેડાની, લાકડાની (જેને ત્યાં પાંઉપ્રત કહે છે, એજ અબનુસ), ને હાથી દાંતની બને છે. ખંભાળીઆમાં ને નવાનગરમાં ઉંચી જાતના ચિત્રકાર છે, તેઓ ઘણી શોભીતી છબીઓ ચીતરે છે. નગરવાળાએ હાલના મહારાજા જામ શ્રી વિભાજીની છબી ઉતારી છે તે તેના જેવીજ અંગ્રેજી ઉતારેલી છબી કરતાં કોઈ રીતે ઉતરતી નથી. ખંભાળીઆવાળા બ્રાહ્મણ પાસે મેં અનેક છબીઓ જોઈ, તેમાં એક કેળની ખુલતો ડોક્રો

છાયા સાથે ચીતરેલો હતો, તથા એકમાં ભીંડા ચીતરેલા હતા. છેલ્લી બે મને વધારે પસંદ પડી, કેમકે તે આબેહુબ હતી. એવી છબીઓના કોઈ ગ્રાહક ન હોવાથી તે સાધારણ લોકોને પસંદ પડે એવું જાડું કામ કરેછે, એટલે મહારાજોની ને દેવની છબીઓ કાઢી દ્વારકાં જતા આવતા જાત્રાળુઓને આપી પોતાનું ગુજરાન ચલાવેછે. સુરતનો એક કડીઓ ચિત્રનું કામ બહુ સારૂં કરે છે. યૂરોપમાં ચિત્રકાર હજારો લાખો રૂપીઆ કમાય છે, ને વિદ્વાનોની પંક્તિમાં ખપેછે, ત્યારે આપણા ઉછરતા ચિત્રકાર ગુજરાન પણ તે ધંધા ઉપર ચલાવી શકતા નથી, અને એમનો ભાવ પણ કોઇ પુછતું નથી. ચિત્રકામમાં નગર એ ગુજરાતનું જેપુરછે એમાં શક નથી. જામ સાહેબના મકાનમાં ત્યાંના ચિતારાએ કરેલાં કામ તાજુબી પમાડે એવાંછે. એક મકાનમાં મહારાજાની સ્વારી ચીતરીછે, તેમાં દરેક માણસ કયો તે ઓળખી શકાયછે. એક મકાનની છતપર નવા નગર ગામ ચીતર્યુંછે, તેમાં દરેક ફળીયું રસ્તા ને જુદી જુદી જાતના લોકો કાઢેલાછે. કહેછેકે પાલખ ઉપર સુતાં સુતાં પીછીવડે એ ચિત્રો તમણે પાડેલાંછે। એક મકાનમાં પહેલાં જામસાહેબે કરેલી લઢાઇનાં ચિત્રછે, તે જાણે ટગર ટગર જોયાજ કરીએ એવાં લાગેછે. તોઇ, ફીત, મોળીયાં, કિનારી વગરે જરીનાં કપડે લગાડવાનાં કામ અમદાવાદમાં ને સુરતમાં થાયછે. અમદાવાદ ટકાઉ પણામાં ને સુરત શોભામાં ચડેછે. ચિનાઇ ફાગટીઆ કોરો સાળુને લગાડવા કરતાં કસબી ઝીણી કોરી કે ફીત કેવી મજેની લાગે? સાળુ કરવા લાયક ઝીણાં ચંદ્રકળાનાં પોત પણ અમદાવાદમાં મળેછે. શેઠ તાપીદાસના સંચામાં રેશમી સાડીઓ થાયછે. આમોદમાં ઘુગરમાળા, ચંગ ને, ઘુઘરા બળદની કોટે બાંધવાના સારા થાયછે. સુરતમાં ને પાટણમાં અથાણાં ઘાલવાની બરણી-

આ. ચિનાઇ જેવી શોભીતી બનેછે. ઘોડાનાં વિલાયતી જે-
વાં દેશી જીન અમદાવાદ, સુરત, રાજકોટ વગેરે ઠેકાણે
થાયછે. રાજકોટમાં એક મોચી ચઢતી જાતના વિલાયતી
જેવા બુટ બનાવેછે, તે સાહેબ લોકોને તથા મડમોને પણ
પસંદ પડેછે. વિલાયતી બુટ બધા શેહેરોમાં ને છાવણીઓ-
માં થાયછે. રાકઆઇલ બાળવાના સ્ક્રૂવાળા બડીઆ અ-
થવા દીવીઓ અમદાવાદમાં થાયછે, અને જ્યાં કરાવે ત્યાં
બની શકે. વિલાયતી પરબીડાં કરવાનો સંચો વડોદરામાં
થયોછે, પણ પરબીડાં બનાવવાનું કામ શરૂ થયું નથી.
વિલાયતી જેવા ચાકુ દરરોજ પચાસ તૈયાર થઈ શકે એ-
વું કારખાનું કરવાની ગોઠવણ વડોદરામાં થઇછે. નવસારી-
માં ખાંડ કરવાનું કારખાનું નીકળ્યુંછે. છીંટ છાપવાનું
કારખાનું અમદાવામાં નીકળવાનું છે. કચ્છમાં હુન્નરશાળા
જલદી નીકળશે.

આપણે અહીં થતી ચીજો મારા જાણવા પ્રમાણે બતાવી
ગયો; નવી નવી ચીજો થવા માંડીછે તે જણાવ્યું; કેવી
રીતે બીજા નવા પદાર્થો થઇ શકે તેના ઇસારા પણ વખતે
વખત આપ્યા; અને કયા કયા ઊપાય લેવાથી આપણી
ધારણા બર આવશે તે પણ યથા મતિ દર્શાવ્યું. ચોગર-
દમ ધામ ધુમ ચાલતી જણાયછે, પણ તેમાં જોઇએ
તેટલી ચંચળાઇ ને હોંસ જણાતી નથી. માટે ઊત્સાહ ને
આગ્રહ ધારણ કરી ચપળપણે દેશના ઊત્કર્ષ માટે દરેક
આર્ય જને સર્વ શકિતમાન પ્રભુની સાહ્યતા માગી કર્તવ્ય
કરવામાં દઢ પગલાં ભરવા એકવાર ફરીને અર્જ કરી,
આ લઘુગ્રંથની પૂર્ણાહુતી કરૂંછું; અને કૃપાળુ જગત્પિતાની
અંતઃકરણથી પ્રાર્થના કરી માગી લઊંછું કે તે મારા દેશી
બાંધવોને જાગૃત કરી તેમને શુભ માર્ગે ચઢાવે, નિરંતર
તેમની પાસે સુકૃત્યો કરાવે, અને તેમને સુખાવસ્થાએ
પહોંચાડે.

---

તથાસ્તુ.

# પૂર્વણી. (અ)

## કઠોરની રંગાટી ને વણાટ.

રંગાટીના વિષયમાં અને બાંધણી સંબંધી લખતાં કઠોરની વાત આવી છે. સુરત જીલ્લામાં ગાયકવાડ સરકારને તાબે તાપી નદી ઉપર આવેલા આ નાના પણ હુન્નરી ગામની કારીગરી વિષે જાતે તજવીજ કરવાથી ત્યાં અનેક ઉપયોગી ચીજો ઉપજ થતી માલમ પડે છે; તેની વિગત નીચે આપી છે: ત્યાંના કારીગર હોસીલા ને નવું નવું તૈયાર કરવા રાજી છે. પાકા રંગ તેમને કોઇ શીખવે તો મોં માગ્યા પૈસા આપે. દેશી માલની દુકાન એ ગામમાં થઇ છે, એ ખુશી થવા જેવું છે.

આ ગામમાં રંગાટીનું કામ સઉથી વિશેષ છે. ત્યાંથી આશરે બે લાખ રૂપીઆનો માલ પ્રતિવર્ષ બહારગામ જાય છે. ખાધી, માદરપાટ, ને જગનનાથી ઉપર રંગાટી થાય છે. એમાંની પેહેલી બે ચીજ ગામઠી વપરાય છે.

**બાંધણી.** કાળી મીણીઆ બે ગજી કીમત રૂ ૧।।।, પોણા બે ગજીનો રૂ ૧।।, દોઢગજીનો રૂ ૧, એજ રીતે લાલ મીણીઆ થાય છે. તેમાં દાણા સફેદ કે લાલ હોય. બાંધણીની કોર કેરીની, અમરાવતી, જહેરીઆ, ને તોરણીઆ થાય છે. ભાત વગરના ગાળા થાય છે તે લાલ કે કાળા રંગના હોય છે. સવાબેગજી ૧૨ રતલી, બેગજી ૯ રતલી, પોણબેગજી ૮, ને દોઢગજી ૭ રતલી માદરપાટ પર થાય છે. બારીઆ પનાની ઓરણીઓ પણ બાંધણી ખાટની બને છે.

**સાહલા.** જુદા જુદા પનાના કીમત રૂ ૧—૧।। સુધીના માદરપાટના થાય છે. દોઢગજી ખાધીના પણ બને છે; ને કસબી સાલ્લા પણ થાય છે.

**છિદ્રાં.** પોમચા— ભુરા, લાલ, કાળા, જાંબુઆ, થાય

છે. લેહેરીઆં, ને છિંદ્રી જૂદી જાદી ભાતની કીમત રુ૦ાા —થી ૧ા સુધી. પનો દોઢથી બેગજ હોય છે. રંગાએજી— ચીનાઇ, લીલાં, પીળાં તે ત્રણ જાતનાં. ભાતીગર ને સાદા પોમચા થાય છે. વળી ડબુવાળાં (દાણા સફેદ ને લાલ, બોજ બીજા રંગનું) કીમત રુ૧—૧ાા સુધી પડે.

**ધોતીઆં પોતીઆં.** જૂદી જૂદી જાતનાં છાપેલી અંગુઠીઆ કોરનાં થાય છે. આ કામ ઉના ને દીવ કરતાં પણ ચડતી જાતનું થાય છે. વિલાયતી છાપેલી ભાતીગર નાની કોરનાં ધોતીઆં આવે છે તેમાં ને આ ધોતીઆંમાં કશો ફેર હોતો નથી. ધોતીઆંના ધરમાં રતાશ કે ઝાંખાશ રહેતી નથી એ એની વિશેષ ખૂબી. પોણુ બેગજી જોડાના રુ૨ાા ને બેગજીના આશરે રુ૩) બેસે છે. તે ઉપરથી તે વિલાયતી કરતાં મોંઘાં નથી એ મુકાબલાથી માલમ પડશે. આ બનાવટ ઉપરથી છાપેલો કોરના રુમાલ ત્યાંના છાપગર બનાવી શકે એમ ધારી શકાય. બનાવવાની યુક્તિ બતાવતાં તેમણે તેવા રુમાલ કરવા હા કહી છે.

**જાજમો.** શેતરંજી ને ગલીચાને ઠેકાણે પાથરવા લાયક શોભીતી જાજમો થાય છે. તે ઘણી ભાતની બને છે, જેવી કે, નાળીએરી, ખજુરીઆ, બુટ્ટીદાર, માંહે બાજી શેતરંજ સાથે. રંગામણ આશરે સાત ગજનો ફક્ત રુ૧ લે છે. છાપ્યા પછી માંહે લીલો પીળો કાચો રંગ પૂરે છે તેથી શોભા વધે છે.

**સુજનીઓ.** અથવા રજાઇનું બોજ કે પલંગપોસ. બંને પડને જુદી જુદી ભાત હોય છે. ધર ધોળું કે લાલ રાખે છે. અજમાશે ચાળીશ પ્રકારની જુદી જુદી ભાત કરવામાં આવે છે. કીમત રુ૨ા—૪ સુધી. એમાં પણ શોભા ને માટે કાચા રંગ પૂરે છે.

**ખોળીઆં.** પીળાં, સફેદ, ને લાલ થાય છે. સાદા ગા-

ળાનાં ને ભાતીગર પણ થાય છે. કીમત રૂ૧—૩ા સુધી બેસે છે. રંગાટી ભભકા ભરેલી હોય છે.

પાઘડીઓ. પાકા રંગની હલકા ને સાધારણ લોકના ઉપયોગમાં આવે એવી ત્યાં થાયછે; કીમત રૂ૰ાાા—૧૦સુધી.

રંગાટી શિવાય વણાટનું કામ પણ ત્યાં ઘણી તરેહનું થાય છે. જેવું કે, ખાધી. સેલાં (આછી ખાધી. બાસ્તો (?); અલાયચા—કાળા, રાતા, જાંબુઆ, તે સર્વેને લીટી અથવા સળી હોય છે. કીમત રૂ૧નો ૫ થી ૭ ગજ; સુસી; કાંકણી— લાલ, લીલી, કાળી; ડોખાસઇ(કાળો રેજો લાલ લીટાવાળો); લુંગીઓ; ધોતીઆં જાડાં દાકતરી કોરનાં; ચંદ્રકળા સુતરેલ; તેમજ સુતરેલ સાડીઓ, મગીઆં, ધુપેલીઆ, કાકરેલી, બારોડીલીઆ. અને લીલી—પીળી— ફુટડી સાડી વગેરે.

---

# પૂર્વણી. (व)

સુરત જીલ્લાની ઘણી માહોતિ જાતે મેળવવાનીજોગવાઈ ન આવવાથી ત્યાંનીખબર બીજી રીતે મેળવવા યત્ન કર્યો,તેમાં જોઇએ તેટલી મદત વખતસર મળી શકી નહીં. માત્ર એજ જીલ્લાની ખબર જોઇએ છીએ, એ વાત ન માલમ પડવાથી દેશીકારીગરીના વિષયને લગતી ઘણીક સામાન્ય બાબતો ને સૂચનાઓ રા. રણછોડદાસ નરોતમદાસે મોકલી તેને માટે તેમનો ઉપકાર માની તેમાંની કેટલીક અજાણી ને ઉપયોગી વાતો અહીં જણાવેલી અવર્થા નહીં જશે એમ હું ધારૂં છું.

૧ ચીનાઈ વાસણ બનાવવા લાયક થાન લખતરેના જેવી ધોળી મટોડી ગણદેવીમાં ને કીમચોકી પાસેના અણીતા ગામમાં મળેછે.

૨ હીંગળોક સુરતમાં ને બગાળે થાયછે. દળાવા માટે તે પરદેશ જાયછે ને ત્યાંથી બમણી કીમતનો થઇ આ-

વેછે. અહીંજ તે સંચો કાઢો દળાવી શકાય. રંગની બાજુક અરીઠાનું ફીણ તાપ ઉપર મૂકી પાવાથી આવેછે.

૩ નેતરની ખુરશીઓ ને પેટીઓ વગેરે પરદેશી માલથી બનેછે, તેના બદલામાં વીરવણ(વીરણ) ના, વાંસના એ પદાર્થો સારા ને સસ્તા બને.

૪ કીમચોકી પાસે એક ડુંગરીછે ત્યાંથી અકીકનાપથરા નીકળેછે. હિંગળોક ને રસકપુર સુરતથી પરદેશ જાયછે. ચામડાં પતંગનાં લાકડાં, હાથીદાંત, સીંગડાં, હાડકાં, આપણે અહીંથી પરદેશ જઇ તેના અનેક ઘાટ બનેછે, તે ઘાટ અહીં બનાવવા મેહેનત થવી જોઇએ.

૫ કુચકડાનાં બોરીઆં, હાથીદાંતનાં બોરીઆં, વગેરે બનાવનાર કારીગર સુરતમાંછે.

૬ સુરતમાં. રેશમી કપડું, મશરૂ, હાથીદાંતનું કામ ને અગનસીસી. એ સીસી એવા પ્રકારની મેળવણીથી કાચની કરેછે કે તેને દેવતામાં મૂકી ગમે તેટલો તાપ આપો તોપણ ફૂટે નહીં!

૭ બનારસ ને નેપાળમાં ધુપીઆ છતરી થાયછે.

૮ નાશીકમાં. એક ઓવરશીઅરે વણવાની દેશી સાળમાં ઘણો સુધારો કર્યોછે. તેમાં હાલ બેરાંનાં કપડાં તૈયાર થાયછે.

૯ પુનામાં પેનસીલો પણ થાયછે.

૧૦ જરમન સીલવર. ત્રાંબુ, જસત, ને નીકલનું બનેછે, ને તે ત્રણ ચાર આને તોલો પડે એટલે વિલાયતીના બાર આના આપવા મટે.

૧૧ ગોલ્ડ પાઉડરે સુનાના દાગીના સાફ કરવા રૂ૧)ની દાબડી આવેછે તેને બદલે હીરા દખણ પાણીમાં ભીજવી મુકી સુકવી વાપરે તો તેજ કામ એક પૈસામાં થાય.

૧૨ ફોટોગ્રાફીમાં **કિલંઝિંગ સોલ્યુશન** વપરાય છે તેની શીશીનો રૂપીઓ બેસેછે. તેજ કામ મંચોરાનું સોલ્યુશન કરી રાખ્યું હોયતો એક પૈસામાં થાય.

૧૩ **પીંચબેક** પીતળ, ને ત્રાંબું, ને ત્રાંબુ ને જસતથી બનેછે. તેને વિલાયતીસોનું ગણી પાંચથી આઠ રૂા. લગણ ભાવ આપીએ છીએ.

૧૪ **બ્લેકીંગ**(બુટ વગેરેપર ચોપડવાનું ) ની દાબડીઓ ને શીશીઓ આવેછે; પણ હરડાં, બ્હેડા, આમળાં, હીરાકશી, ને લીંબુથી એ ચીજ અહો બનાવી હોયતો બહુ સસ્તી પડે.

૧૫ **અળશીનું તેલ** પરદેશથી અહી આવેછે, ને મોંઘે ભાવે વેચાયछे. અળશી અહીંથી પરદેશ જાયછે, તેને બદલે અહીંજ તેવું તેલ કાઢે તો સસ્તું પડે.

૧૬ પતંગના ને બાયાના લાકડામાંથી નવા **રંગ** નીકળે તે ન કાઢતાં એ ચીજો પરદેશ જાયછે, ને ત્યાં તેમાંથી રંગ કઢાય છે.

૧૭ **કેલીકો પ્રિંટિંગ** (છિંટ વગેરે છાપવાનું)દાંતના બીબાથી ગથી પાડ્યું હોયતો સરસ બને.

૧૮ **શણ** આપણા દેશમાં હદથી વધારે પાકેછે; તેનો ઉપયોગ નથી થતો. દોરડાં, સણીઆં, કંતાન, સુતળી, દોરા, વગેરે એ ચીજનું પરદેશમાં બની અહીં આવેછે. શણના વણાટનાં કારખાનાં નીકળે તો ઘણો લાભ થાય.

૧૯ **દીવાસળીની પેટીઓ** બનાવવામાં ફકત લાકડાની ગુંચવણ પડીછે, પણ આમલીના લાકડાની સળીઓથી કામ સરે એમછે.

